૫૭૨૯

વ્યવહારપ્રકાશ દ્વિતિય ખંડ

# પત્રવ્યવહાર

(નવું ખંડ)

રચનાર

છગનલાલ લલ્લુભાઈ શાહ

કીમત ૦-૭-૦ પો. ૦)

વડોદરા— “પ્રગતિ” ઇ. પ્રા.

૫૭૨૯

વ્યવહાર પ્રકાશ દ્વિતિય ખંડ

# પત્ર-વ્યવહાર

એટલે

દશી પત્રો, ખત. અને દરબારી અરજીઓના નમુનાનુ

સમજુતી સહિત સંપૂર્ણ પુસ્તક


યોજીને પ્રસિદ્ધ કરનાર

છગનલાલ લલ્લુભાઈ શાહ- દેશીનામાવાળા.

મહેતાજી મ૦ ગુ૦ શાળા નં ૬ વડોદરા.



અમદાવાદ—હિંદુસ્થાન પ્રેસ

અને

વડોદરા—ફત્તેસિંહ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૩—સન ૧૮૯૩

કીમત સાત આના કલદાર

# પુસ્તક વિષે મત.

## ( વડોદરાના સરાફોનું )

અમે રા. છગનલાલ લલ્લુભાઈ કૃત વ્યવહાર પ્રકાશ બીજો ગ્રંથ વ ચીને આનંદ પામ્યા છીએ. એમાં શા શ્રી૫. ૭૪ાા વગેરે નિશાનીઓવિષે, કામકાજ તથા લગ્નાદિ પ્રસંગના પત્રો વિષે અને દસ્તાવેજી ભાગની સમજુતી તથા નમુના વિષે જે સંગ્રહ આપેલોછે ને સંપૂર્ણ વ્યવહારને બંધબેસ્તોછે એમાંથી જેમ નીતિ બોધ મળેછે તેમ પ્રસંગાનુસાર સમય સુચકતા તથા દાવ પેચની ખાંચ પણ સમજવામાં આવે છે. પુસ્તકની દરેક ભાગવાર રચના જોતાં એમ કહેવું પડશે કે આજ સુધીમાં પ્રગટ થયેલાં એની જાતનાં પુસ્તકોમાં તે નંબર એકનું પુસ્તક છે. જો સરકાર શાળાખાતામાં વ્યવહારિક જ્ઞાન અપાવવા માટે આ પુસ્તકનો ઉપયોગ કરશે તો છોકરાઓ વેપારીના ધંધામાં વધારે આગળ પડતા થશે. એમ અમે ધારીએ છીએ. તા. ૧–૪–૯૩.

પરી. મગનલાલ પુરૂષોતમભાઈ ( હરીભકતીવાળા. )
પરી. કેશવલાલ પરમાનંદ. શા. મગનલાલ હરીભાઇ
પરી. પરમાનંદ મનસુખ. પરી છોટાલાલ અંબાઈદાસ
પરી. શામળભાઈ નથુભાઈ
દા.મુ. ત્રીભોવનભાઈ
ઝવેરી. જમનાદાસ મથુરાદાસ. ઝવેરી. માણેકલાલ હરગોવન.

× × × હાલનાં રચેલાં પુસ્તકોમાં તમે જે સમજુતીનું પ્રકરણ રચેલું છે તે સારૂં છે. તમે ઘણોજ શોધ કરેલો જણાયછે ને વાંચકના જ્ઞાનમાં ઉમેરો કરી શકે એવોછે. ભાગ્યેજ એવો યત્ન બીજા તરફથી થઈ શકશે. કાગળ પત્રોની હકીકત આપવા ઉપરાંત કેટલાક દસ્તાવેજોના નમુના તથા અરજીઓના નમુનાનો સંગ્રહ કરીને પુસ્તક છપાવશો તો પ્રજા ઉપર વધારે ઉપકાર થશે. તા.–૩–૬–૯૨

મોહનલાલ રણછોડદાસ ઝવેરી.
( પેન્શનર ) ડેપ્યુટી એ૦ ઈ૦ ભરૂચ વિભાગ.

## શ્રી૧.

# પ્રસ્તાવના.

ફારશીમાં પત્રને ખત કહેછે. પરંતુ આપણે વ્યવહારિક કીમતી દ-સ્તાવેજને ખત અને સાધારણ લખેલા કાગળોને પત્ર કહીએ છીએ. દૂર વસેલા માણસોને પોતાના વિચાર જણાવવામાં ઉપયોગી સાધન પત્ર છે. જ્યારે કાગળની જાત નહોતી ત્યારે ભોજપત્ર કે તાડપત્ર મારફતે લખાણનો વ્યવહાર ચલાવવામાં આવતો હતો.

પત્ર લખવામાં જેને તેને ઘટતાં વિશેષણો જોડવાં જોઇએ. કેમકે પ્રસંગી માણસોની યોગ્યતા એક સરખી હોવાનો સંભવ નથી. એનું-પાદ જ્ઞાન મેળવ્યા સિવાય કોઇ પણ માણસ વ્યવહારને લાયક થઇ શકે નહીં. કાબેલ લખનારા સામા માણસની યોગ્યતા ધ્યાનમાં લઇ ઘટતી ઉપમા અને રચના વડે પત્રને એવી રીતે શણગારે છે કે વાંચનારના મન પર જેતેતી અસર થયા વિના ન રહે. અણઘડ લેખકો તેથી ઉલટી લાગણી ઉત્પન્ન કરે છે. લૌકિકમાં લાયક લેખકો વધારે સારું માન મેળવે છે. તેનું કારણ પણ એજછે. લેખક અને ચિતારાની કલમ એકજ પ્રકારનું કામ કરેછે. એટલે ચિતારો પોતાના સુચિત્રથી જેમ જોનારના મનપર ઘટતા વિચાર ઠસાવેછે. તેમ લેખકો પોતાનું કામ કરી શકેછે. પત્રો પ્રત્યક્ષ મેળાપનો બદલો વાળેછે, જો તેવડ એ હેતુ પાર ન પડે તો તે ન લખ્યા જેવો-જ માનવો જોઈએ. પત્ર લખવાની શૈલીથી લખનારની ખાનદાની પણ જણાયછે. નિરંતર વિવેકની મર્યાદા ભરેલા પત્રો આપણી સુખ શાન્તિમાં વધારો કરેછે. માટે કલમ કસતાં પુરો વિચાર કરવો જોઇએ.

નિબંધ અને પત્ર લખવામાં થોડુંજ અંતર છે. નિબંધકારની પેઠે પત્ર લખનારને પણ કંઇક તૈયાર થવાની જરૂરછે. પત્ર લખનારને કોને, કયા પ્રસંગ માટે, કેવા હેતુથી અને કેટલી બાબતો સમાવી પત્ર લખવાનોછે તે વિષે પોતાના મનમાં ઉપક્રમ બાંધવો જોઇએ, અને લોકમાં વપરાતી સાધારણ ભાષામાં પત્રની રચના ગુંથવી જોઇએ. કેમકે જન સમાજ એવા પત્રોને વધારે પસંદ કરેછે.

આપણી શાળાઓમાં પત્રવ્યવહાર વગેરેનું જ્ઞાન દેવાના સંબંધમાં લેખાવળી નામે પુસ્તક છે. એમાં પત્ર, ખત અને નામા સંબંધી જમાં ખરચના કેટલાક નમુના છે. તેમાં પત્રના સંબંધમા તો માત્ર બાપ દીકરાના પરસ્પરના સંબંધના પત્રનોજ નમુનો આપેલો છે, અને એવાજ રૂપમાં બીજા વિભાગો પણ આપેલા હોવાથી શિક્ષણમાં ઘણી મુશ્કેલી વેઠવી પડતી હતી. એ સિવાય આધાર પૂર્વક પુસ્તકોની તપાસ કરતાં સંસાર વ્યવહાર, સારસંગ્રહ. પ્રમદા પત્ર લેખાવળી, અને પત્ર પોથી નામે પુસ્તકો જોવામાં આવ્યાં. તેમાં કેટલાંક એકજ નાતિ રિવાજને અનુસરતાં, કેટલાંક કેવળ સુધરેલી પદ્ધતિ ઉપર અને કેટલાકએક બીજાની નકલ જેવાં માલુમ પડયાં તેથી એ પુસ્તકોમાં આપણા રિવાજને અનુસરતા સારા નમુના જોવામા આવ્યા નહિ. વળી આપણી જુની પદ્ધતિની ખાનગી શાળાઓમાં જે પત્રનો નમુનો તૈયાર કરાવવામાં આવતો હતો તે રમૂજના ખાતર અત્રે આપું છું.

**સવા સવસતશ્રી, સૂરત બંદરે, પુન્યારાથે, તંમો તંમે, પારપુબ, આગ્ન ચંદની આણે, સકળ ગુણનિધાને, વાચા અવિચળ, પુન્ય પવિત્રાં, આશા વિશે રામ, ગુણુ ગંગા જળ નિર્મળ, અનેક સરવે ઉપમાલેગ, સા શ્રી પ શા દેવજી ‹ કાનજી, ચાલેરામ ચક્કતરામ, શ્રી વડોદરા થાનાથાન, સદાદેશ કાલે, રુક્ષ્ણ**

સેવક આજ્ઞાકારી ગોપાળદાસ, એમ સમસ્ત વાંચજો. જત અહિંથી ખેમ ખુશા ળછો. શ્રી પુજની ખેમ, ખેમ ખુશાલીના કાગળ લખવા, અપરંગ બીજું, પુરવ વડાછો, ચેતના ધણીછો, ચિત્ત કરોછો, ચિત વિષે કંઈ કરાવીને કુચ કામકાજ હોય તે લખજો, જે જોઈએ તે મંગાવજો, વળતા કાગળ સંભારીને લખજો. જેમ સંતોષ ઉપજે, કાગળ મધ્યે ઘણું શું લખીએ. થોડું લખ્યું ઘણું કરી વાંચજો. એક લખ્યું હજાર કરી વાંચજો.

એ રીતે ગામઠી શાળાઓમાં પત્ર ગોખાવતા હતા કકડે કકડે મૂકેલાં વિરામ ચિન્હ પ્રમાણે નિશાળીઆઓ રાગ કાઢીને બોલતા હતા. એ પત્ર કેટલો બધો અશુદ્ધછે તે વાંચનારને સમજાવું પડે તેમ નથી.

સંસ્કૃતમાં પત્રપ્રશસ્તિ નામે ઉલ્લેખ છે, અને તેની વિવિધ રચનાની વધારે પ્રતો મળી છે. તેમાં વર્ણાશ્રમને અનુસરીને પત્ર લખવાનઘટિત મથાળાં આપેલાં છે. પરંતુ સાંપ્રતમાં વર્ણાશ્રમનો મેળ રહ્યો નથી એટલે તેનું કેવળ ભાષાન્તર આપણી ગરજ સારી શકે નહિ. હિંદીમાં 'નયા શિક્ષા દર્પણ' નામે ગ્રંથ છે એની અંદર આપેલા કેટલાક નમુનાં સારા છે. 'પત્ર લિહણ્યા ચીપદ્ધતિ' અને 'સંસાર સાર' નામે પુસ્તકોમા મરાઠી શૈલીના પુષ્કળ પત્રો છે. તેમજ ઉર્દૂ કિતાબોમાં મોગલાઇ રીતને અનુકૂળ નમુના આપવામાં કચાસ રાખેલી નથી. ટુંકામાં એ પ્રમાણે જોતાં આપણી ગુજરાતી ભાષામાં તેની ખરેખરી ખોટ હતી.

દેશીનામું લોક પ્રીય થવાથી લેખાવળીના આખા પુસ્તકનો સારોદ્ધાર કરવાની મારી ઇચ્છા થઈ, પરંતુ મારી આંખના દર્દને લીધે, તેમજ બીજાં આગંતુક કારણો થકી તથા પુસ્તકની સંપૂર્ણ રચના કરવામાં જે ઇતર સાધનો મેળવવા માટે વચમાં લાંબો વખત ગયો. તે અરસામાં બીજા ગૃહસ્થોએ લેખ પદ્ધતિ, દસ્તાવેજ, કાગળ તથા દસ્તાવેજ ના નમુના

લેખસારપત્રિકા, અને લેખન પદ્ધતિ નામે ચોપાન્યાં બહાર પાડ્યાં. વળી જાણવામાં આવ્યું કે, મુંબાઇઇલાકાનું કેળવણીખાતું પણ તેની તૈયારીમાં છે. તેથી મેં ધાર્યું કે હવે એ ખોટ ઉપરનાં કોઇ એક પુસ્તકથી પુરી પડશે. માટે પોતાનો ઉદ્યોગ મંદ ગતિથી ચલાવવો અને શું થાય છે તે જોવું. વચ્ચે કેટલોક વખત જવાદઇને મેં એક સૂચનાપત્ર ફેરવ્યું તે ઉપર ચૌદસે પ્રનો ભરાઇ આવવાથી મારી ખાત્રી થઇ કે લોકનું મન હજુ એ વાતમાં સંતોષ પામ્યું નથી. પરંતુ હવે આ નાનકડા પુસ્તકથી અગત્યની ખોટ પુરી પડશે તો હું દેશીનામાની પેઠે આમાં પણ વધારે ફતેહમંદ નીવડ્યો છું એમ માનીને સંતોષ પામીશ.

આ પુસ્તકમાં નાના પ્રકારના વ્યવહારિક નમુના નીતિની રીતે સમયને અનુસરીને ગોઠવેલાછે. તેમા ખપ જોગ નમુના વિસ્તારથી આપીને બાકીને માટે ચોક્કસ મથાળાં શાસ્ત્રીય રીતે કંઇક ઉચી, કંઇક મધ્યમ, અને કંઇક સાદી ભાષામાં આપેલાં છે. અને તેની વાંકુ ચણી જથા બધ કરીને લખાણમાં વપરાતી નિશાનીઓ, ગૌણ્ય વિશેષણોનો કોશ, કુશળતા ઠપકા અને નમસ્કાર લખવાના પ્રકારો, ઉપરાત ઉપયોગી તફાવત પણ જ્યાં ત્યાં નોંધી બતાવ્યો છે. તેથી આ પુસ્તક સર્વોપયોગી થશે એવી ઉમેદ છે.

આ પુસ્તક તપાસવાને રા. સા. મોહનલાલભાઇ રણછોડદાસે (ડેપ્યુટી એજ્યુ૦ ઇ૦ ભરૂચ વિભાગ.) રા. સા. ગોરધનલાલ ભાણાભાઇ મોદી બી-એ (એજ્યુ૦ ઇ૦ વડોદરા પ્રાંત) એમણે તથા વડોદરાના પ્રખ્યાત વેપારી સદગૃહસ્થોએ શ્રમ લીધોછે તેથી એમનો તથા પાછળ જણાવેલાં પુસ્તકોના કર્તાઓનો અને રા. શંભુપ્રસાદ ગૌરીનાથનો હું આભારી છું. તા-૧૧-૯૧ છ. લ શાહ. શેઠશેરી–વડોદરા.

ઉપર જણાવેલા પરીક્ષક સદ્‌ગૃહસ્થોએ ખાસ ભલામણ કરીકે આ પુસ્તકની અંદર માત્ર પત્રવ્યવહાર આપવા કરતાં દસ્તાવેજ વગેરેનો ભાગ આપીને આખું પુસ્તક તૈયાર કરવું પછીથી તેમ કરવું મને પણ વધારે ઠીક લાગ્યું. તેથી બાકીનો ભાગ તૈયાર કરવામાં ગુંથાતાં શાળા પત્ર મારફતે નવીન સૂચના ફેરવી શાળાપત્ર કે બુદ્ધિપ્રકાશ જેવા વજનદાર માસિક મારફતે આ આખો વિષય ચરચાને માટે મૂકવાને મારો વિચાર હતો પણ દેશીનાણાની પેઠે ભલતોજ ઉમેરો કરી પૈસા પેદા કરવાની તક કેટલાને મળે માટે એ વિચાર માંડીવાળ્યો. નવો વધારો કરવા જતાં પુસ્તકનું કદ ઘણુંજ વધી જશે એમ ધારતો ન હોતો તેથી મેં અગાઉના ગ્રાહકોને આખું પુસ્તક ચાર આને આપવું સહી કર્યું હતું. એ સરત પાળવાને માટે તેના કાગળમા તથા પુઠામાં કરકસર કરીને મેં મારૂં વચન પાળ્યુ છે. માત્ર ગ્રાહકોનાં નામ પ્રગટ કરવાનું બન્યું નથી તો તેથી સમજુ ગ્રાહકો નારાજ નહિ થતાં મળેલી વધારે હકીકતથી આનંદ પામશે એવી આશાછે.

બાકીના વધારામાં દસ્તાવેજ અને સરકારી કામ કાજને અંગે પ્રજા વર્ગથી થતો લેખી વ્યવહાર હાલ આપેલોછે. જો પુસ્તકનું કદ કંઈક ઓછું થયું હોત તો સરકારી ખાતાવાર કામ કાજની માહિતી નમુના સાથે આપી શકાત, પણ તેમ ન થવાથી હાલ એ ભાગને જતો કર્યોછે.

દસ્તાવેજી કાગળોમાં ત્રણ પ્રકાર રાખ્યાછે. એવા કે સરાફી પત્રો, વેપારીના પત્રો અને બીજાં ઉપયોગી ખત. પછી તે દરેકના પેટામાં અનુક્રમવાર કાગળોની યાદી તેની વ્યાખ્યાસાથે આપીને સમજુતી સહિત નમુના બતાવેલાછે વળી બીજાં ઉપયોગી ખતમાં જ્યાં જેનો સમાસ થતો

હતો ત્યાં તેને લઇને તેની સંપુર્ણ સમજુતી આપવાને યથામતિ શ્રમ લીધોછે (જુઓ કરજાઉ ખત, બાડા ચિઠી ફારગતી ૪૦) તે વાંચવાથી કેટલાકને કંઇક નવાઇ ભરેલું લાગશે. બ્યાજુચિઠી નામ જોગી અને શાહ જોગી હાલમાં કોઇ ઠેકાણે લખાતી નથી. તે વિષે પુરતી તપાસ કર્યા વગર સાંપ્રત પુસ્તકોમાં પણ ગાદરીયા પ્રવાહની પેઠે બનેલું છે. પણ અમે તો વ્યવહારમા વપરાતા નમુનેની સ્ટાંપ વગેરેની હકીકત સહિત દાખલ કર્યા છે. વળી કાયદા કાનુન તથા નવા જુના રિવાજને અનુસરતું વાસ્તવિક તત્વ ધ્યાનમાં લીધું છે એટલે આપેલા નમુના ઉભય પક્ષકારને જતરડામાં ઘાલી ખેંચવા જેવા બનેલા છે. તેની ભાષા સાદી છે. દસ્તાવેજનો ખરડો તૈયાર કરતા અગાઉની અને તૈયાર કર્યા પછીની સાવચેતી વિષે પણ ઘટીત વિવેચન કરીને જરૂરી કામના એક કરતાં વધારે નમુના આપેલા છે. કરારની અંદર ઘણા ખરા દસ્તાવેજનો સમાસ થઈ શકે છે પણ ગુમાસ્તા વગેરેનો બંદોબસ્ત, વિવાહ પત્રિકા વગેરે કરારના લેખ છેવટના પરચુરણ ભાગમાં આપેલા છે તેમ છતાં રહી ગયેલી બાબત વિષે જો સૂચના થશે અને તે યોગ્ય હશે તો હું બહુ માનથી સ્વિકારીશ.

બીજા અંકમાં દસ્તાવેજી ભાગ અને ત્રીજા અંકમાં દરબારી અરજીઓ વગેરે દાખલ કરવા ઉપરાંત હાલનું બ્રિટિસ રાજ્ય, તેમનાં રાજ્યકિય ખાતાં, ફોજદારી અને દિવાની અરજીઓની માહિતી તથા તેને લગતી કેટલીક વિશેષ હકીકત યોગ્ય સ્થળે દાખલ કરી છે. તેથી આખું પુસ્તક વધારે ઉપયોગી થશે એવી આશા છે.

આ બંન્ને ભાગ તૈયાર કરવામાં મિત્રવર્ય ચુનીલાલ મંછારામ મુજમદાર, મણીલાલ મૂળજી મહેતા, અને શાહ નારણલાલ મગનલાલ

અને શાહ મોંઘીલાલ રણછોડદાસની ખાનગી નોંધો પણ કેટલીક ઉપયોગી થઈ પડી હતા માટે તેમનો તથા આશ્રય આપનાર ગૃહસ્થાનો ઉપકાર માનીને મારી કલમ રજા માગે છે. તા:-૧-૫-૯૩
ચિતખ્રિયાશેરી–વડોદરા. શાહ. છ૦લા૦

# અનુક્રમણિકા.

## અંક ૧ લો–પત્રવ્યવહાર વિષે.

### ભાગ ૧ લો.



### ભાગ ૨ જો.



### ભાગ ૩ જો.

### ભાગ ૪ થો



### ભાગ ૫ મો.



### ભાગ ૬-૭



### ભાગ ૮ મો. ચિઠીઓના નમુના



### ભાગ ૯ મો કુશળતાના પત્રો.



### ભાગ મો ૪ કામકાજના પત્રો.



### ભાગ ૧૧ મો વિવાહવાજનના પત્રો.



### ભાગ૧૨ મો કંકોતરીઓ વિષે.

### ભાગ ૧૩ મો માઠી ખબરના પત્રો.



### ભાગ ૧૪ મો દિલાસા પત્ર.



### ભાગ ૧૫ મો પરચુરણ પત્રો



### ભાગ ૧૬ મો મથાળાં



## અંક ૨ જો કીમતી દસ્તાવેજો ભાગ ૧૭ મો.



### ભાગ ૧૮ મો સરાફી પત્રો

**ભાગ ૧૯ મો**



**ભાગ ૨૦ મો વેપારીના પત્રો**



**ભાગ ૨૧ મો. બીજાં ઉપયોગ ખત**



**ભાગ ૨૨ મો સ્ટાંપના દર.**



**ભાગ ૨૩ મો**



**ભાગ ૨૪ મો કરજાઉ ખતો**



**ભાગ ૨૫ મો કરજાઉ ખત**

## ભાગ ૨૬ મો ભાડાચિઠી



## ભાગ ૨૭ મો વેચાણખત



## ભાગ ૨૮ મો ફારગતી



## ભાગ ૨૯ મો વિમો.



## ભાગ ૩૦ મો કરાર અને ઠરાવ



## ભાગ ૩૧ મો સનંદ અને વહિવટના લેખ



## ભાગ ૩૨ મો. દાનપત્ર, બક્ષીસપત્ર વારસનામું અને વીલ

૫૮૨૯

શ્રી૧।.

# પત્રવ્યવહાર.

## અંક ૧ લો.

### કાગળો લખવાની રૂઢી વિષે

## ભાગ ૧ લો.

### પરચુરણ સમજુતી.

૧. પત્ર બે પ્રકારના છે. ( ૧ ) ચિઠી. ( ૨ ) પત્ર.

૨. જ્યારે એકજ સ્થાનમાં અથવા નજીકનાગામમાં કોઇને ખાસ સૂચના કરવાની હોય ત્યારે જે કાગળ લખવામાં આવે છે તેને ચિઠી કહે છે. પત્રનું ટુંકું રૂપ તે ચિઠી છે. ( જુઓ ભાગ ૮ નમુના )

૩. પરદેશ વસેલા માણસને પ્રસંગોપાત સ્થાનિક સમાચાર મળવા બાબતમાં જે કાગળ લખાય છે તેને પત્ર કહે છે. નિરંતર પ્રસંગાનુસાર પત્ર લખવામાં આવે છે. માટે જેવો પસંગ હોય તેવું પત્રનું નામ દેવાય છે. જેમકે ( ૧ ) કુશળતાના પત્રો. ( ૨ ) કામકાજના પત્રો. ( ૩ ) વિવાહવાજનના પત્રો. ( ૪ ) મરણના પત્રો. ( ૫ ) પરચુરણ પત્રો.

૪. અરસ્પરસ સુખાકારીને માટે લખેલા પત્રોને **કુશળતાના** પત્રો કે હેછે. **કુશળતાના** પત્રમાં તન્દુરસ્તી વિષે, રૂતુઓના ફેરફાર વિષે,° અને નાતજાતના જાણવા જોગ બનાવો વિષે સમાચાર જણાવવાનો તથા તે પત્રને શીરનામે શુભ છે, એવું લખવાનો વહિવટ છે, (જુઓ ભાગ ૯ માં નમુનો )

૫. જણશ ભાવ મંગાવવા બાબત લખેલા પત્રોને **કામકાજના** પત્રો કહેછે. ધંધા રોજગારના સંબંધમાં જે પત્રો લખાય છે તે કામકાજ-ના પત્રો છે. તેમાં કામકાજસિવાય માલના ભાવ તાલ, બજારપાંડે વેપાર વ્યવહારને લગતી બાબતો તથા જાણવા જોગ ફેરફાર જણાવવાની તથા તે પત્રને શીરનામે ૭૪ાાનો અંક લખવાનો ચાલ છે. ( જુઓ ભાગ ૧૦ માં નમુના )

૬. સારા કામને માટે લખેલા પત્રોને **વિવાહ વાજનના** પત્રો કહે છે. તેમાં પુત્ર પ્રસવ થયાની, સગાઇ કર્યાની, કે એવાજ કોઇ સારા લાભની પ્રાપ્તી થયા બાબતની વધામણીના સંબંધમાં જે પત્ર લખાયછે તેને **વધાઇ** કહે છે' ( જુઓ ભાગ૧૦ માંનમુનો. ) લગ્નાદિ પ્રસંગે સગાં સહોદર તથા મિત્ર મંડળને આમંત્રણ કરવાની બાબતમાં જે પત્ર લખાય છે તેને **કંકોત્રી** કહેછે. કંકોત્રી એટલે કંકુએ છાંટીને મોકલેલો કાગળ. વધાઇના કાગળો પણ કંકુથી છાંટીને મોકલવાનો ચાલ ઘણાકમાં છે. રાજ દરબારમાં કંકુને બદલે કેસર છાંટવામાં આવે છે.

---

× કંકોતરીમાં ઘણા ભાગે લાલશાહીથી લખાયછે અને તેમ હોયતો કંકુ છાટવાના વિશેષ જરૂર નથી.

હિંદી ગ્રંથકાર લખેછે, કે, અસલ પત્ર રવને કરતા અગાઉ પ્રતિષ્ઠાના પ્રમાણમાં પત્ર પર છાંટણાં નાખવામાં આવતાં હતાં. તે એવી રીતે કે– ગુરૂ, પંડિત, સન્યાશી અને તીર્થરૂપના પત્રને ચંદનથી, રાજાના પત્રને કસ્તુરીથી, સ્વામી એટલે પતિના પત્રને સિંદુર વડે, સ્ત્રીના પત્રને લાખના અળતાથી, નોકર વગેરેના પત્રને રકત ચંદન એટલે રતાજલીથી, વિવાહાદિ જન્મપત્રિકા હલદરથકી, અને શત્રુના પત્રને રૂધિરવડે અર્ચિત કરીને મોકલવામાં આવતા હતા. પરંતુ હાલમાં બહુધા એ રિવાજ નથી. કેવળ શ્રીપુજન, અને વિવાહાદિ જન્મપત્રિકાઓને કંકુનાં છાંટણાં નાખવામાં આવે છે. આ પત્રોને શીરનામે પણ શુભ છે, એમ લખાય છે, ( જુઓ ભાગ ૧૨ માં નમુના. )

૭. મરણના સમાચાર આપનાર પત્રને **કાળોતરી, માઠી ખબરનો કાગળ** કે +**મેલો** કહે છે. એવા પત્રોના શીરનામા ઉપર 'અશુભ છે.' કે' +લૂગડા ઉતારીને વાંચજો' એવાં વાકય લખવાનો વહિવટ છે તેથી હરકોઇ પત્ર હાથમાં આવે કે તરત શીરનામુ તપાશી જવું પડે છે. ( જુઓ ભાગ ૧૩ માં નમુના )

૮. મરનારના કુંટુંબને દિલાસો દેવાને જે પત્ર લખાય છે તેને **દુખવટાના** પત્ર કહેછે. ( જુઓ ભાગ ૧૪ માં નમુના. )

૯ ઉપરની બાબતો શિવાય વિનોદ, ધમકી, ઠપકા, સુધારણા ઉત્તેજન, શાસ્ત્રાર્થ ચર્ચા, અને જુસ્સા, હાસ્ય કે **શાન્ત** રસાદિ ઉત્પન્ન થવાની બાબતમાં પત્રો લખાય છે. તેનો સમાવેશ પરચુરણ પત્રોમાં કરેલો છે.– ( જુઓ ભાગ ૧૫ માં નમુના. )

---

+ કાઠિયાવાડમાં કાળોતરીને મેલો કહેછે

× પારસી વગેરે સુધરેલા લોકો મરણના પત્રને શીરનામે ચારે તરફ કાળા લીટા તાણે છે.

## દરજ્જા પ્રમાણે પત્ર લખવા વિષે.

૧૦. સંસારમાં ત્રણ પ્રકારના માણસો સાથે આપણો સંબંધ છે. ( ૧ ) વડીલ. ( ૨ ) બરોબરીઆ. ( ૩ ) કનિષ્ઠ. માટે પત્ર લખતી વ ખતે સામા ધણીની તે પ્રમાણમાં યોગ્યતા જોવાની જરૂર રહેલી છે.

૧૧. જગતમાં પોતાના પિતાજી સર્વોપરી વડીલ કહેવાય છે, અને તેથી ઉતરતી પાયરીના ગુરૂ, કાકા,મામા, જેષ્ઠ બંધુ, સસરા, શેઠ, અધિકારી, પોષક કે રક્ષકને વડીલમાં ગણેલા છે. જો કે તેઓ બધા પિતા તુલ્ય માનેલા છે, તોપણ તેમને અને પોતાના પિતાજીને વિશેષણો આપવામાં ફેર હોય છે. વડીલ ઉપરના પત્રો નમ્ર ભાવે પૂજ્ય બુદ્ધિથી લખવા જોઇએ.

૧૨. મિત્ર વર્ગ, ધંધાર્થી વર્ગ અને એજ પ્રમાણે બીજા સરખી સ્થિતિના માણસો સરખા દરજ્જામાં ગણાય છે તેઓને ધંધા કે પ્રસંગાનુસાર વિશેષણ લગાડવાની જરૂરછે.

૧૩. નાના ભાઇઓ, શિષ્યો અને સેવકો કનિષ્ઠ વર્ગમાં ગણાય છે. તેમને પત્ર લખતાં આશીર્વાદ રૂપે આજ્ઞાર્થ લખાણ કરવામાં આવે છે.

૧૪. પોતાની ભાર્યા, અને પર સ્ત્રી ઉપર પત્ર લખવાનો હોય તો તેની લખાવટમા પણ ફેર છે. ખાસ નિર્વંશ વિધવા કે પોતાની સ્ત્રી વગર કોઈ પણ સ્ત્રી વર્ગને નામે પત્ર લખવાની રૂઢી ગૂજરાતમાં બહુધા નથીજ. જો ધણી ધણીઆણી અરસપરસ જરૂરને પ્રસંગે પત્ર લખે તો લૌકિકમાં તે નિંદિત ગણાતું નથી.

૧૫. પત્ર લખવો તે એક જાતનો નિબંધ લખવા જેવું છે. નિબંધની પેઠે પત્રમાં પણ નીચે પ્રમાણે પેટાં પડી શકે છે. (૧) મથાળું, (૨) પત્રનો મુખ્ય વિષય. (૩) સમાપ્તી. (૪) શીરનામું—

૧૬. સામા માણસના નામને ઘટીત વિશેષણો જોડી તેનું અને લખનારનું નામ ગામ લખી પત્રનો જે ભાગ તૈયાર કરવાનો હોય છે તેને પત્રનું મથાળું કહે છે.

૧૭. જે કામને અંગે પત્ર લખવાની જરૂર છે તેને પત્રનો મુખ્ય વિષય સમજવો. હમેશાં મથાળુ લખી રહ્યા પછી એ બાબતો ક્રમવાર લખવામાં આવે છે. ( એ વિષે વધારે ખુલાસા માટે કલમ ૫૧ જુઓ)

પત્રના મથાળામાં પણ ત્રણ પેટાં પડી શકે છે (૧) ગામને અંગે લખાતાં વિશેષણો. જેમ કે સ્વસ્તિ (ગામ) શુભસ્થાને કે મહા શુભસ્થાને– (૨) સામા માણસને આપવાની ઉપમાઓ જેમકે પૂજ્યારાધ્ધે, શીર છત્ર, તીર્થરૂપ, ઇ૦ માણસનું (નામ) (૩) તેમને ક્યાંથી કોણ લખનાર છે તે વગેરે જેમકે અમૂક ગામથી લી. ફલાણા ફલાણાના અમૂક પ્રકારે નમસ્કાર કે પ્રણામ– (એ વિષે વધારે ખુલાસો કલમ ૩૪ જુઓ.)

૧૮. પત્રનો મુખ્ય વિષય થઇ રહે એટલે હેત માયા રાખો છો તેથ વિશેષ રાખજો, કૃપા લોભ જોઇએ, કામ કાજ લખજો, જોઇતું કરતું મંગાવજો વગેરે વિવેક દર્શાવીને મીતિ નાખવામાં આવેછે તે પત્રની સમાપ્તી થયાનાં ચિન્હ છે. ( કલમ ૫૧ થી વધારે ખુલાસો થશે)

૧૯. લખેલો પત્ર જે તે માણસને બરાબર વખતસર પહોંચી

જવા માટે હરેક પત્રને વાળીને છેવટના છેડા ઉપર અથવા તે ઉપરના પરબીડા, કવર કે લખોટા ઉપર પત્રમાં લખેલા માણસનું નામ, રહેવાનું ઠેકાણું, ગામ, તાલુકો અને જીલ્લો વગેરે લખવામાં આવે છે. તેને પત્રનુ શીરનામું કહે છે.(એ વિષે વધારે ખુલાસો કલમ પર માં જુઓ.)

## પત્ર લખવામાં વપરાતા કાગળો વિષે.

૨૦. વેપારી વર્ગમાં પત્ર લખતી વખતે કાગળની × છવરંગીઓ વપરાય છે. છવરંગી એટલે એક કાગળનો છઠ્ઠો ભાગ. વેપારીઓ તેમાં લખાણ કરતી વખતે ત્રણ આંગળ જેટલી મથાળે કોરી જગો રાખે છે, અને જરૂર પડે તો તે જગોમાં લખવા જોગ મજકૂર પાછળથી લખે છે. વળી એકજ બાજુમાં જો પોતાનું લખાણ સમાય નહિ તો એ છવરંગીને ઉભી ઉથલાવીને પાછલી બાજુએ તિરકસ લીટીએ બાકીની હકીકત લખે છે.પહેલા પૃષ્ટમાં સિધી લીટી અને બીજામાં તિરકસ લીટી લેવામાં તેમનો મુખ્ય મુદ્દો એવો હોય છે કે, કોઈ મજકૂર તર્કટથી રદ કરવા ધારે તો તે થઇ શકે નહિ.

૨૧ નવીન પદ્ધતિથી કેળવાયલા વર્ગના લોકો છવરંગીને બદલે કાગળનો ચોથો ભાગ ઉપયોગમાં લે છે. જો તેની એક કરતાં વધારે બાજુએ લખવું હોય તો ચોપડીની પેઠે પાન ફેરવીને પાછલા પૃષ્ટ ભાગ ઉપર અથવા ત્રીજા પૃષ્ટ ભાગ ઉપર રહેલો મજકૂર લખે છે. અને તે એક સરખી સિધી લીટીઓથીજ લખવાનો વહિવટ જોવામાં આવે છે. આ અને ઉપરની બાબતમાં પ્રત્યક્ષ અનુભવ કરવામાં આવેથી કઈ શૈલી વધારે ખુબી ભરેલી છે તે સમજાશે

---

× દરેક કાગળના ઉભા ત્રણભાગ કરી તે દરેક ભાગના બબે કકડા કરવામાં આવે છે. તેને છવરંગી કહે છે

# ભાગ ૨ જો.

## પત્ર લખવામાં વપરાતી નિશાનીઓ.

૨૨. ગ્રંથના આરંભમાં, વેપારીઓ પત્ર અને ચોપડામાં મેળ લખતાં શ્રી અથવા શ્રી૧ા કરે છે. કેટલાક વેપારી તો એ શિવાય કેટલાંક મીંડાં પણ ગોઠવે છે. વળી કોઈ પાકીટ કે શીરનામા ઉપર ૭૪ાા કે ૪૨ ના અંક લખે છે. તો એ બધું શા કારણથી ઉત્પન્ન થયું હશે? તેના સંબંધમાં જો તે લખનારને પૂછવા જતાં જોઇએ તેવો ઉત્તર મળી શકતો નથી. તથાપિ તે બાબત મળી આવેલી હકીકત આ નીચે આપવામાં આવે છે.

### શ્રી.

૨૩. હરકોઇ લખાણના આરંભે 'શ્રી' લખાય છે. આપણા સ્વધર્માભિમાનનું અને સ્વધર્મ શ્રદ્ધાનું એક સુચિન્હછે. આપણા શાસ્ત્રકારોએ શ્રીને સર્વશક્તિમાન શક્તિ માનેલી છે, તથા ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારમાં તે પ્રથમ રૂપ છે. તેના સ્મરણથી વિઘ્નનો નાશ થાય છે માટે પ્રત્યેક લેખમાં 'શ્રી' લખવાનો પ્રથા પડેલો છે. કોશ પ્રમાણે જોતાં માંગલિક શબ્દ 'શ્રી' છે માટે મંગળ હેતુથી નિરંતર લખાણમાં એની યોજના કરવામાં આવે છે.

### શ્રી૧ા.

૨૪ શ્રી—શક્તિની કૃપા **સવાઈ થજો. શ્રી**—લક્ષ્મી સવાઇ હજો. **શ્રી-શ્રેય** અથવા કલ્યાણ સવા ગણું હજો. **શ્રી**—શક્તિ અને **એક**—ઇશ્વર

અમારા પર નિરંતર દયા દૃષ્ટી રહેજો. વળી શ્રી–સંપત્તિ અને એક–ઐક્ય સંપ અને સંપત્તિ અમારે ત્યાં નિવાસ કરો.

### શ્રી ૧૧ જજ— શ્રી ૧૧ જજ

૨૫ શ્રી ૧૧ પછી એવી કેટલીક અનિયમિત નિશાનીઓ કરવામાં આવેછે. કેટલાક વેપારીઓ એવાં ચિત્રથી ખૂશ થાયછે, અને શોભાની ખાતર હદથી જાદે નિશાનો કરેછે. હિંદી ગ્રંથકાર કહેછે કે ૐકારનું એ ચિન્હ છે. બંગાળાના કેટલાક લોકો તેને શ્રી દુર્ગા અને શ્રી હરીના નામનાં ચિન્હ માને છે.

:૦૭૭૭૭ જ

૨૬ પહેલાંનાં ત્રણ ચિન્હ છે તે બ્રહ્મા વિષ્ણું અને મહાદેવ છે. એ પછી ગણપતિનું ચિન્હછે. જગતમાં તેઓ પ્રાણીમાત્રના રક્ષણ કર્તાછે માટે તેમના સ્મરણાર્થે એવો આકાર કરવામાં આવે છે.

કેટલાક પાછલી ત્રણ આકૃતિને ત્રિકાળ દર્શક ચિન્હ કહેછે કેટલાક કહેછે કે આ બ્રહ્માંડમાં બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર અને ગણેશ અહોરાત સંરક્ષણ કરો એવાં પ્રાર્થના દર્શક ચિન્હો છે.

કેટલાક કહે છેકે પ્રથમનાં ત્રણ ચિન્હ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળને સૂચવેછે. એ સંજ્ઞાનો અર્થ એવો છે કે ત્રણે કાળના વિઘ્નહર શ્રીગણેશ અમારે ત્યાં અખંડ નિવાસ કરો.

કેટલાક એને ત્રિલોકનાં નિશાન કહે છે. અને પાછલા ભાગને

ॐ ની છુટી પડેલી આકૃતિ કહેછે. એનો એકંદર અર્થ ત્રિલોકમાં વસેલા ॐ કાર એટલે શિવ કલ્યાણ કરો.

બંગાળા તરફના લોકોનો એવો મત છે કે તે શ્રી ગણેશના નામનાં ચિન્હો છે.

૭૪॥

૨૭ વ્યવહારમાં સાધારણ અને ઘણીજ અગત્યતાના ગુપ્ત પત્ર લખવામાં આવેછે. સાધારણ પત્ર બીજાને હાથ જાય તો કઇ વાંધા ભરેલું પરિણામ આવવાનો સંભવ નથી, પરંતુ ખાસ ખાનગી પત્ર અન્ય પુરૂષને હાથ જાયતો માઠું પરિણામ નિપજવાનો ભય રહેછે. માટે મોકલેલા પત્ર બીજાઓને વાચવા લાયક છે કે નહિ તે સમજી શકાય. એવો કોઇ પણ માર્ગ હોવો જોઇએ. સાધારણ રીતે આપણા વડીલો આપણને શિખામણ આપ્યાં કરેછે. કે **પરભાર્યાનો પત્ર વાંચવો નહિ તે વાંચનારને ઘણો દોષ** લાગેછે. પરંતુ આપણે તેનું કારણ માગીએછીએ ત્યારે તેઓ એ બાબતમાં વધારે સ્પષ્ટ કારણ આપી શકતા નથી, પણ દોષ છે; એમ કહ્યાં કરે છે. એ વિષે તપાસ કરતાં માલૂમ પડે છે કે આપણા લાયક પૂર્વજોએ તેનો પણ વિચાર કરેલો છે.

હરકોઇ પત્રના શીરનામે ઉપર જણાવેલા ૭॥ના અંકો જોવામાં આવે તો માલિક સિવાય બીજા કોઇએ એ પત્ર વાંચવો નહિ. એ આંકડા બહુજ ભેદ ભરેલા છે એના સંબંધમાં મળેલા વિલક્ષણ ખુલાસા નીચે આપવામાં આવે છે.

માળવાના પ્રખ્યાત વિક્રમ મહારાજાની સભામાં વરરૂચી નામે મહા વિદ્વાન કવિ હતા. તેમણે પોતાના કૌમુદી નામે ગ્રંથમાં ખુલાસો આપેલો છે કે સાત = સાત સમુદ્ર, ચાર = ચારવેદ, અને બેપાણ= અર્ધ ભાગ ધર્મનો. એ સંબંધી નિશાન છે. જેઓ માલિક શિવાય એવી નિશાનીવાળા પત્ર ઉકેલે તેમને એ +પ્રતિજ્ઞા છે.

હિંદી ગ્રંથકાર એ આંકના સંબંધમાં જણાવેછે કે સોગન સંબંધી એ આંકડા છે. તેની ઉત્પત્તિના સંબંધમાં તેઓ ઇતિહાસિક દલીલ રજુ કરેછે. અને તે એવી છે કે પ્રથમ નિશાનીં કર્યા વગરના પત્રો લખાતા હતા. ખાસ મસલતનો પત્ર બીજાને હાથ જતાં ભારે હાની પહોચવાથી એવો ચાલ નીકળેલોછે. ચિતોડથી રાજકિય મસલતને લગતો અગત્યનો પત્ર દિલ્લી દરબારના એક અંગિભૂત માણસપર મોકલવામાં આવ્યો પણ તે પત્ર બીજાને હાથ જવાથી વાત ફુટી એટલે મુસલમાનોએ એકદમ સન ૧૫૬૧--૬૨માં ચિતોડને ઘેરો ઘાલ્યો અને કિલ્લેદાર જયમલ રાઠોડને ઠેર કર્યો. ઓચિંતો આ બનાવ બનતાં રાણાની ફોજ કેવળ બેદિલ થઈ ગઈ. કિલ્લામાં રહેલી સ્ત્રીઓના જાણવામાં એ વાત આવતાં તેઓ લડવાને તૈયાર થઈ. તેમણે જયમલ રાઠોડની લાસ પાસે જઈ તેનાં હથિયાર લઈ મુસલમાનો પાસેથી વેર લેવાનું પણ કર્યું. પછી તેઓ કેસરિયાં કરી

+કેટલાક કહે છે કે ઉપદેશાર્થે એ આંકડા વપરાય છે સાત—સાત પ્રકારના ઉંચા ગુણ ગ્રહણ કરવામાં આવશે તો ચાર—ચોગણી લક્ષ્મી પ્રાપ્ત થશે. બે પાણુ—સુખ દુખ સમાન છે માટે સૃષ્ટીમાં સુખ દુખની લાગણીમાં મન ખરાબ ન કરતાં ઉંચા પ્રકારના ગુણ વડે પ્રકાશ માન થવો. પરંતુ આ વિચાર બહુ મતે માનવા લાયક નથી તો પણ પ્રજાની જાણ માટે આપ્યો છે.

રણમાં ઉતર્યા, તેમાં મુસલમાનો હારી પાછા ગયા. બીજાને હાથ અગત્યનો પત્ર જતાં આવી હાની થઈ. પછી એ વખતે રણમાં પડેલી લાસોનો તોલ કર્યો તો તે સાડી ચુંમોતેર મણ થયો. માટે એ વખતથી ખાનગી ( છાના ) પત્રોપર સાડી ચુંમોતેરનો અંક લખવાનો રિવાજ દાખલ થયોછે.

ટોડ સાહેબે પણ પોતાના રાજસ્થાનમાં એક ઠેકાણે એજ બાબતની નોંધ લેતાં ખુલાસો કર્યો છે કે એ કાળે રજપૂતાનામાં ચાર શેર વજનનો એક મણ ગણવાનો ચાલ હતો તેથી લાસનું વજન ખરૂં છે.

કેટલાક કહે છેકે સાત સમુદ્ર અને ચોખુણ પૃથ્વીમાં જે પાપ થતું હોય તેનો અર્ધો ભાગ પત્ર વાંચનાર બીજા માણસને લાગશે, એવી પ્રતિજ્ઞા છે માટે એવી નિશાની વાળા પત્રો અન્ય પુરૂષોએ વાંચવા નહિ.

:૦ ૭૪ાા

૨૮ બંગાળા વગેરે સ્થળે સાડી ચુંમોતેર પહેલાં :૦ આવાં ત્રણ શૂન્ય મૂકવાનો ચાલછે. એ ચિન્હો પતિજ્ઞાના મહત્વમાં વધારો કરે છે. કહેછે કે ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળદર્શક એ નિશાની છે ચાલતા પત્રમાં બનેલી, થતી અને તે ઉપરથી નિપજનાર પરિણામ લખેલું છે તે ખાસ માત્રિકેજ વાંચવું જોઇએ માલિક શિવાય આ પત્ર વાંચનારને સાત સમુદ્ર અને ચાર વેદની પ્રતિજ્ઞા છે તથા તે ઉપરાંત પોતાના ધર્મનો અર્ધ ભાગ હારે એમ કહેવાનો હેતુ છે.

કેટલાક તેને બ્રહ્મા, વિષ્ણું અને મહેશ્વરનાં ચિન્હ ગણે છે તેઓ કહે છે કે સાત સમુદ્ર, ચાર વેદ અને બે પાણરૂપ આ લોક અને પરલોકમાં

વસેલા ત્રણ દેવ ( બ્રહ્મા, વિષ્ણું અને મહેશ્વર ) ની પ્રતિજ્ઞા છે. વળી પત્ર વાંચનાર અન્ય પુરૂષને સાત સમુદ્રને બદલે સપ્ત લોક, અને ચારે દિશામાં અખંડ વ્યાપ્તમાન બ્રહ્મા, વિષ્ણું અને મહેશ્વરના સોગન છે. કેટલાક એમપણ જણાવે છે કે પત્ર વાંચનાર અન્ય પુરૂષને ૦ાાા= ત્રિલોકમાં ૭= સાત સમુદ્રમાં ૪= પૃથ્વીના ચારે છેડે, અરધો વસો ધર્મ હારવાના, અથવા તેમાં થતા પાપનો અરધો ભાગ પાપ લાગે એવા સોગન દઉં છું એવો ભાવાર્થ છે.

૭૪ાા—૭૪ાા=

૨૯. કેટલેક ઠેકાણે સાડી ચુંવોતર પછી એક આનો, અથવા બે આના કરવામાં આવે છે. તે ઉપરના અર્થમાં વધારો કરે છે. આની તરીકે વધારેલો ભાગ સત્યનો અંશ બતાવે છે. ઉપરની પ્રતિજ્ઞા શિવાય એક= એક આની અને બે= બે આની ભાગ પોતાનું સત્ય હારે એમ સમજવું જોઇએ.

૪૨

૩૦ દક્ષિણના લોકો બેતાળીસનો અંક વાપરે છે. તે પાકીટ ઉપર મધ્યમાં લખે છે જો એ નિશાની વાળો પત્ર હોય તો શીરનામાવાળા સખ્સ સિવાય ઘરનો માણસ પણ તેને વાંચી શકતો નથી. દક્ષણી લોકો તેને પ્રતિજ્ઞાના અંકો માને છે. તેઓ કહેછે કે માલિક વગર જે કોઇ આ પત્ર વાંચે તેના માતૃ તથા પિતૃ કૂળની એકત્રીશ એકવીશ પેઢી નરકે જાય !



૩૧ કેટલાક કાગળ બંધ કર્યા પછી તેના સાંધા ઉપર એવા લીટા કરેછે. તે પણ માલિક વગર બીજાએ પત્ર ફોડવો નહિ એમ સૂચવેછે. એને હંસપદ કહે છે. આપણા શરીરમાં શ્વાચ્છોશ્વાસ ચાલેછે. તેમાં સોહં 'સોહં' એવો ઉચ્ચાર થાયછે. તેની એ પ્રતિજ્ઞા છે. એટલે માલિક વગર વાંચનારને માથે આત્મહત્યા છે એમ કહેવાનો હેતુ છે. ૪૦

છ

૩૨ દક્ષણી પત્રોના આરંભમાં એ નિશાન થાય છે તેને ચંદ્ર કહેછે. તે દરેક શુભપત્રોમાં લખાય છે. અને અશુભમાં તે તથા શ્રી લખાતાં નથી.



૩૩ વેપારીઓ હુંડીની પાછળ એવું કરે છે એનો હેતુ એવો છે કે હુંડીમાં લખેલી નાણાની રકમ ચોકસ જગોએ એટલે પેટીમાં છે એમ સમજીને હુંડી શિકારજે.

## ૩૪ લખાણમાં માસ અને વાર લખવા વિષે.

કાર્તિક—કારતગ; માર્ગશિર્ષ—માગશર; પૌષ—પોષ; માઘ—માહા; ફાલ્ગુન—ફાગણ; ચૈત્ર—ચૈત્ર; વૈશાખ—વૈશાખ; જ્યેષ્ઠ જેઠ; અસાડ—અસાડ; શ્રાવણ—શ્રાવણ; ભાદ્રપદ—ભાદરવો; અશ્વિન—આસો. શોમવાર—શોમે; મંગળવાર—ભોમે; બુધવાર—બુધે; ગુરૂવાર—ગરેઉ,—શુક્રવાર—શુક્રેઃ શનીવાર—શનેઉ; રવીવાર—રવેઉ.

### 'શ્રી' લખવા વિષે.,

૩૫ વેપારી વર્ગમાં કાગળ લખતાં શા શ્રી-૫ લખવામાં આવે છે. પરંતુ તે કોને શા માટે લખવુ અને તે પ્રમણે બીજાને લખાય કે નહીં અથવા તે કરતાં વધારે કે કમી શ્રી ઓ લખાય છે કે નહિ તે જાણવું જોઇએ.

શા = શાહવટને, શ્રી = શક્તિ અને ૫ = પંચ મહાભુતમાં રહેલો પ્રાણાત્મા કાયમ રાખો. અથવા શ્રી=શકિત-લક્ષ્મીની કૃપા વડે, ૫=પંચમાં તમારી શાનટ કાયમ રહો. અથવા શા=વ્યવહારમાં કે શાહુકારીમાં શ્રી= શોભા, ૫-પાંચ ગણી વધો ઇત્યાદિ.

૩૬. હિંદી ગંથકાર લખે છે કે રાજાને ૧૦૮, ગુરૂ વર્ગને ૬,વડીલ, ઉપરી અથવા રક્ષકને ૫, શત્રુ ને ૪, મિત્રને ૩, સમાન સ્થિતિવાળાને ૨. અને સ્ત્રી, પુત્ર તથા સેવક વર્ગને ૧ શ્રી લખવી જોઇએ.

# ભાગ ૩ જો.

---

## પત્રોમાં વપરાતા સંબંધ દર્શક શબ્દો.

### ૩૭ સામાન્ય શબ્દો.

**સ્વસ્તિ**— સારી રીતે છો. ( સ્થાન દર્શક વિશેષણ. ) ગામની પહેલાં. લખતું. **શ્રી**— સારૂં, શોભિતુ, સ્વસ્તિના અર્થમાં વધારો કરેછે.

**શુભસ્થાને**— સારાસ્થળે, મહાશુભસ્થાને - ઘણા સારા સ્થળે. એ વિ- શેષણ અનુક્રમે કનિષ્ઠ અને વડીલના પત્રમાં ગામની આગળ લખાય છે.

**ઉપમાલાયક**—ઉપમાનેપાત્ર. મહાશુભસ્થાન પછી લખાયછે.

**જોગશ્રી**—જોગ–એમને. શ્રી—શુભ; કાગળ લખનારના ગામની પહેલાં લખાય છે. **એતાન**શ્રી—ઉપર પ્રમાણે અર્થ અને હેતુ છે.

## ૩૮ વડીલને માટે વિશેષણો.

**પૂજ્યારાધ્યે**—પૂજન અને આરાધન કરવા લાયક. મહાશુભસ્થાનની પછી લખાયછે. **શુભોપમાલાયક**— સારી ઉપમાઓને યોગ્યછો. **અનેક** શુભોપમાલાયક. અનેક સારી ઉપમાઓને પાત્રછો. પૂજ્યારાધ્યે પછી લખાયછે. ૧**સર્વોપમાલાયક**— દેવ અથવા ધર્મ ગુરૂના પત્રમાં લખાય છે. **ષડ્ ગુણૈશ્વર્ય** અથવા **ષડ્ ગુણ સંપન્ન** દેવના પત્રમાંજ લખવું.

૨ **પૂજ્ય**— પૂજવાલાયક, **પૂજનિય**—વદન કરવા યોગ્ય **પૂજ્યમાન** પૂજન કરવા તથા માન આપવા યોગ્ય. **પરમપૂજ્ય**—પૂજ્ય પુરૂષોમાં ઉત્તમ. **પૂજ્યપાદ**—ચરણ સેવવા લાયક. તીર્થરૂપ.—પ્રત્યક્ષ તીર્થ છો. પિતાજીનેજ લખવું **તીર્થ.સ્વરૂપ**—તીર્થજેવા. વંદન કરવાનેપાત્ર. પિતાજી વગરના વડીલોને લખવું. **શીરછત્ર**—શીરોમણી. માથાનું છત્ર, શાન્તિદેનાર, **વિરાજમાન**—શોભાયુક્ત છો. **શુભેચ્છક**—શુભઇચ્છનાર.

---

૧ વ્યાજ સ્તુતિ તરીકે પણ એશબ્દ દુર્ગુણી માણસ માટે વાપરી શકાયછે.
૨ સ્ત્રી પોતાના પતિને આ પાંચ વિશેષણ લખી શકે.

સાધારણ પ્રીતિવાળા કે મોટામાણસને લખવું **શેઠજી, શેઠજીશ્રી**—ઉપરીને અથવા વેપારીને લખવું. **નિધાન**- ભંડાર **ગુણનિધાન**—ગુણનાભંડાર. **અંગિકાર**—કબૂલ કરવું, માન્ય રાખવું. **આજ્ઞાંકિત**—તાબેદાર. સેવક, દાસ, આજ્ઞાધારક કનિષ્ઠ કે સેવક વર્ગના નામની સાથે એ શબ્દો જોડાયછે.

## ૩૮ શ્રીમંત અથવા રાજદરબારીને માટે શબ્દો.

**શ્રીમાન**—શ્રીમંત— શ્રીમત્-લક્ષ્મીવાન, ભાગ્યવાન. **શ્રીયુત**—લક્ષ્મીથી ભરપુર, શોભાયુક્ત, **શ્રીયુક્ત**—પ્રતાપી. **શ્રી-દ**—શોભાદાતા, ધનપતિ. **મહા**—**શ્રેષ્ઠ**, મોટું, **મહાજન**—સદ્‌ગૃહસ્થ, સમર્થ, મોટા પુરૂષ. + વણીક કે વેપારીને લખાયછે. **જોગ**—લાયક. ઘટેતેવા. જેમકે ઉપમા જોગ. **મહારાજાશ્રી**—રાજાને લખવું. **મહાશય**—મહદાશય યુક્ત, ઉદાર સ્વભાવવાળા, ગંભીર **ધર્મમુર્ત્તિ**—ધર્મધુરંધર.- ધર્મની વૃદ્ધિકરનાર. **માન્યવર**—માન દેવાજોગ, મહાપુરૂષોને લખવું. **રાજરાજેશ્વર**--રાજાઓમાં. પરાક્રમી, **રાજાધિરાજ**— રાજનો ઉપરી. સાંપ્રત રાજાને લખવું. **મહાપુરૂષ**-સાધુ, મહાત્મા અને સજ્જન પુરૂષને લખવું. **અખંડિત-લક્ષ્મીઅલંકૃત**--અખંડિત લક્ષ્મીથી આભુષિત થયેલા. શ્રીમંત અને રાજાને લખવું. **પ્રતિપાલ**--સામાને પાળનાર. પોષણકર્તાને લખવુ. **રા.રા**--રાજ્યને માનિતા, પરાક્રમી. અધિકારી વર્ગ કે ગૃહસ્થને લખવું. **ગૌબ્રાહ્મણ પ્રતિપાલ**--રાજા કે શ્રીમંતને લખવું.

---

+ મહાજનમાં કેટલી નાત ગણવી જોઇએ. તેનું નિશકારણ ગામવાર પંચોએ ઠરાવેલું હોય છે. પણ આ ઠેકાણે તે અર્થ નથી.

## ૪૦ છોકરા કે કનિષ્ઠ વર્ગને માટે શબ્દો.

**ચિરંજીવ**—ઘણું જીવનાર, **ભાઇ**- માન વાચક શબ્દ, **રાજેશ્રી**- માન-વાચક શબ્દ કનિષ્ઠ વર્ગને લખવું. **વિ+જયીભવ**—તારો વિજય થાઓ **પ્રાણથી અધિક પ્રિય**—જીવ કરતાં વધારે વહાલો. **પરમાનંદનાકંદ**—ઘણા આનંદના ફળરૂપ. **નેત્રમણી** - **આંખની કીકી**- **હૈયાના હાર**- **મનસુખવર્ધક**-- આ વિશેષણ પુત્રનેજ લખાય. **શિષ્યવર્ય**—શિષ્યોમાં ઉત્તમ શિષ્યને લખવું. **કુંવરજી**—રાજા અને સદ્‌ગૃહસ્થના દીકરાને લખવું.

## ૪૧ સ્ત્રી વર્ગને માટે શબ્દો.

**મહાશયા**—ગંભીર, સદ્‌ગૃહસ્થની સ્ત્રીને લખવું. **શ્રીમતિ**—ધનવાન, સારી બુદ્ધિ વાળી. **સૌભાગ્યવતી**—સૌભાગ્ય વાળી. સધવા સ્ત્રીને લખવું. + **વજ્રચુડેમંડિત**—જેનો ચુડો વજ્ર જેવો છે તેવી સ્ત્રી. **ગંગાસ્વરૂપ**—બીજી વડીલ સ્ત્રીઓને લખવું. + **ગંગા ભાગીર્થી**—કેટલાક લોકો વિધવાને લખે છે. **બહેન**—બહેન કે હરેક પર સ્ત્રીના નામ સાથે લખવું. **સરસ્વતિરૂપ**—કુમારિકાને લખવું. **પ્રાણપ્યારી**—પ્રાણ કરતાં પ્રિય **પ્રિયાતમા**—વહાલી. **શૈયાભુષણ**—પથારીનો શણગાર. **ભાર્યા**- સ્ત્રી; મમપ્રણિત—મારી પરણેલી. **ગૃહરક્ષક**—ઘરને શોભાવનાર; પુણ્યાઢ

---

×મરાઠીમાં તે લખાય છે. +ગુજરાતીમાં તેને બદલે કેટલાક ચિરંજીવી ભણુ જો, એમ લખે છે.

ભાગિની પુણ્યમાં ભાગ લેનારી આ પાંચે વિશેષણ પોતાની સ્ત્રીનેજ લખી શકાય.

## ૪૨—પતિને લખવાના શબ્દો.

**મુગટમણી**—મસ્તકને શોભાવનાર; **શીરછત્ર**—શાન્તિદાતા; **પ્રિયતમ**—વહાલા **પતિરાજા**—વરરાજા. સ્વામી—કંથ. સૌભાગ્યમિનોદક—જળ તથા માછલાંના સંબંધની પેઠે સૌભાગ્યને રાખનારા; **સૌભાગ્યભુષણ**—ભાગ્યના શણગાર. સ્વધર્મ રક્ષક—મારા ધર્મનું રક્ષણ કરનારા; **ભર્તા**—ભરણ પોષણ કરનારા. આ વિશેષણો પોતાના પુરૂષનેજ લખાય.

## ૪૩ મિત્રને માટે શબ્દો.

**ભાઇજી**—માન વાચક શબ્દ છે. મોટા ભાઈને લખાય છે. **રાજેશ્રી**—પરાક્રમી. સ્નેહાભિલાષી—સ્નેહને ઇચ્છનારા. **દર્શનાતુર**—મળવાને ઉત્સુક. સ્નેહાંકિત—સ્નેહને જાણનાર. **સદાહેતકારી**—હમેશા હેતરાખનારા. **સ્નેહાધિન**—પ્રેમને તાબે રહેનાર. **ચતુર સુજાણ**-ચતુર અને સુજ્ઞ. **વિવેકસાગર**-ઘણાવિવેકી. **સુખ દુઃખના વિભાગી**—સુખ દુઃખમાં શાન્તિ અને દિલાસાનું સ્થાન. ઈ.

## ૪૪ પરચુરણ શબ્દો

**કવિશ્વર**—કવીશ્વર-કવિઓમાં શ્રેષ્ઠ; **નવરસોમાં રસિક**-કવિતાના નવરસને જાણનાર. **વાણીના વિલાસી**- મધૂર વચન બોલનાર. **દેશાભિ**-

**સંપન્ન**—શાસ્ત્રીઓને, **વેદમૂર્તિ**-વૈદિયા કે ભિક્ષુકને લખવું. **વિદ્યા વિનોદમાંરસિક**—સશાસ્ત્ર ચર્ચા . કરનારા; **સમાજ ભુષણ**—સભાઓના શણગાર. **સ્વપરાક્રમી**-જાતમહેનતવાળા. **વિદ્યા ભુષણ**—વિદ્યારૂપી અલંકાર ધરનારા, **પ્રશંસાપાત્ર**—વખાણવાલાયક. વિદ્વાનોને લખવું. **વેદાંતિ**— વેદનામાર્ગને જાણનાર, નિસ્પૃહી. કોઇની તૃષ્ણા નહિ રાખનાર; **વેદશાસ્ત્રવેત્તા**---વેદતું તત્વ સમજનારા, એ વિશેપણો વેદાંતિને લખવાં.

## ભાગ ૪ થો.

## નમસ્કાર લખવાવિષે.

૪૫ નમસ્કાર એટલે નમવું. હું દેહાભિમાન મૂકીને દેહરૂપ દેવાલયમાં રહેલા પ્રાણાત્માને નમન કરૂં છું. પરંતુ સર્વ જાતિમાં એવો શબ્દ વરાપતો નથી, ફક્ત બ્રાહ્મણની જાતિમાં વપરાય છે.

૪૬ વડીલો પ્રત્યે એટલે મહાત્મા--ગુરૂ- પિતાજી અને બીજા વડીલો પ્રત્યે દંડવત્, શીરસાષ્ટાંગ દંડવત્, અષ્ટાંગ દંડવત્. પ્રણામ,પાયલાગુ, પગે લાગણું, વગેરે વિવેક યુક્ત શબ્દો કનિષ્ટ વર્ગ વાપરી શકે છે.

૪૭ પોતાથી ઉંચા દરજ્જાના પુરૂષો હોય તેમને પ્રણામ, વંદન, મજરો. વગેરે ભક્તિ ભાવથી કનિષ્ટ વર્ગ લખે છે.

૪૮ સમાન સ્થિતિવાળાને. ૧ નમસ્કાર, ૨ જેગોપાળ, જેશ્રીકૃષ્ણ ભગવતસ્મરણ, ૩ જુહાર, ૪ રામરામ, ૫ સલામ, વગેરે લખાય છે.

---

બ્રાહ્મણ બ્રાહ્મણને નમસ્કાર. ૨ મેશ્રી વાણિયા મેશ્રીવાણિયાકે વેપારીને જેગો-
૩ શ્રાવક સજાતિને કે વેપારીને જુહાર. ૪ પટેલ, હિંદુ ઘાંચી. મોચી,વગેરે રા-

૪૯. કનિષ્ઠ વર્ગને. આશીર્વાદ, ધર્મલાભ, કે કલ્યાણ લખે છે.

૫૦ જ્યારે ઘણાં નામ જોડી પત્ર લખ્યો હોય ત્યારે યથાયોગ્ય લખાય છે, કારણ કે એમાં કોઇ ઉંચ, કોઇ સમાન, અને કોઇ કનિષ્ઠ હોય છે. માટે જેને તેને ઘટીત નમસ્કાર લખવા જોઇએ. વ્યવહારમાં ઘણા લોકો પત્ર લખે છે ત્યારે મુખ્ય માણસના નામની સાથેજ છોકરાં છૈયાં નાં નામ ચીતરે છે. અને તેમને લખનાર તરીકેમાં પણ એમજ કરીને સરખી રીતે જેગોપાળ કે એવાજ કોઇ નમસ્કાર લખેછે. તેથી લખાણને જો કે દોષ દેવા જેવું નથી; તોપણ તેમ નહીં કરતાં જેના ઉપર પત્ર લખનાર લખે છે તેને યોગ્ય હોય તેવા નમસ્કાર લખી તે પત્રની છેવટે છોકરાં છૈયાં વગેરેની બાબતમાં લખ્યું હોય તો વધારે સારૂ ગણાય. નમસ્કારમાં દેવનું નામ લખવાથી સ્વધર્મ શ્રદ્ધાની નિશાની જણાય છે.

## ૫૧ વિજાતિને નમસ્કાર લખવા વિષે.

વણીકાદિ વર્ગ બ્રાહ્મણને પાયલાગુ અથવા દંડવત્ લખે છે અને બ્રાહ્મણો તેમને આશીર્વાદ લખે છે. મેશ્રી વાણિયા જૈનને જેગોપાળ અને જૈન મેશ્રીને જુહાર લખે છે. બ્રાહ્મણ, મેશ્રી કે જૈન વેપારી અરસપરસ જેમ સજાત અથવા વેપારી ( બ્રાહ્મણ અને મુસલમાન પારસી કોમ વગેરના)ને રામ રામ કહે છે. સજાતના પત્રમાં જે માણસ જે ધર્મનો કે પંથનો હોય તેને અનુસરીને નમસ્કાર લખવાનો વહિવટ છે.

૫ મુસલમાન, પારસી વગેરે લોકો સલામ વાપરે છે.

ગોપાળ કે જુહાર લખે છે. પાટીદાર, રજપૂત, કાછિયા, કણબી, કોળી કે એવીજ જાતના લોકો અરસ્પરસ અને વિજાતીને રામ રામ લખે છે. હિંદુ, મુસલમાન, કે પારસી અરસ્પરસ સલામ લખેછે.

## ૫૨ ' જી ' પ્રત્યયવિષે.

બહુ માનની ખાતર કેટલાંક નામને છેડે ' જી ' પ્રત્યય લગાડવામાં આવેછે. જેમકે પિતાજી, માજી, ગુરૂજી, ગુજરાતી વર્ગમાં બહુધા શેઠને અથવા વડીલને પત્ર લખતાં માન તરીકે જી વાપરે છે. જેમકે શેઠજી. ભાઇજી, સસરાજી, વહુવારૂ જ્યારે શ્વશુરપક્ષનાં માણસ સાથે વાતકરે છે, ત્યારે જે તે સગાઈ સાથે જી ઉમેરે છે. જેમકે સાસુજી, દિયરજી-જેઠજી, ભાઇજી. ભાભીજી, મામીજી ઇ- ઉત્તર હિંદુસ્થાનના લોકો નામની અટક બોલતાં જી પ્રત્યય ઉમેરે છે. જેમકે ગુરૂજી. પંડિતજી, ગોસાંઇજી, ભૈયાજી ઇ. પારસી ગૃહસ્થોના દરેક નામને છેડે 'જી' લગાડવામાં આવે છે. જેમકે જમસેદજી, દિનશાજી, પેસ્તનજી ઇ-

## ૫૩ અટક લખવા વિષે-

માણસની જાત કે ધંધા રોજગારની ઉપર અટકનો આધાર બોલવામાં છે. બ્રાહ્મણને મહારાજ, વાણિયાને શેઠ. ભાટિયાને ઠક્કર ( ઠા. ) કણબીને પટેલ કે પાટીદાર( પા. ) રજપૂતને ઠાકોર, કોળીને પગી, મુસલમાનને મિયાં, પારસીને શેઠ, અને અંગ્રેજને સાહેબ કહેછે.

## ધંધા ઉપરથી થયેલી અટકો.

સરાફ કે નાણાવટીને પરીખ, કાપડિયાને દોશીવાણિયા, દાણા વેચનારને કણિયા કે ફડિયા. હીરામોતી વેચનારને ઝવેરી, ગાંઠનારને પટવા, દાગીના ઘડનારને સોની, જડનારને જડિયા, ઘરાણાનો કસ કાઢનારને ચોકસી, પરચુરણ દવા તથા કરિયાણાં વગેરેની ચીજો વેચનારને ગાંધી, સુગંધીદાર પદાર્થ વેચનારને સરૈયો, દવા કરનારને વૈદ્ય, વકીલાત કરનારને વકીલ, સિધુસામાન વેચનારને નેસ્તી, મોદી. શાક ભાજી વેચનારને કાછિયા, સૂતર વેચનાર કે કંતાવનારને સૂતરિયા, લૂગડાં વણનારને વણકર, મિઠાઇ વેચનારને—કંદોઇ-સુખડિયા, ધાતુનાં વાસણ કરનારને કે વેચનારને કંસારા. બ્રાહ્મણમાં ગોર પંડ્યા, ત્રવાડી વગેરે અટકો હોય છે.

## ભાગ ૫ મો.

## ૫૪ કુશળતા લખવાના પ્રકારો.

૧ અત્રે અમૂક દેવની કૃપાથી કુશળતા છે. દરરોજ આપની કુશળતા સાંભળવાથી પરમ મંગળ રૂપ સુખમય ફળ મળશે, અને દુઃખ દાયક ચિંતાનો નાશ થશે. ૨ અહિં તો કુશળ વધતું જાય છે. ૩ અહિં સર્વ પ્રકારે સુખમાં છીએ. આપના સુખની વૃદ્ધિ જોવાને આતુરતા છે. ૪ અત્રે કુશળતા છે. તત્રાસ્તુ. ૫ અત્રે કુશળતા છે. તમારા સમાચાર જણાવશો. ૬ સર્વ મંડળી સુખ રૂપ છે. આપના સમાચારની રાહ

લેઇએ છીએ. ૬ દર્શનની અપેક્ષા હતી, તે પત્ર દ્વારે પુરી પડી છે. ૮ સૌ સુખી છે. તમારા પત્રથી મળ્યા જેટલો આનંદ થયો; નિંરતર એવી રીતે લખતા રહેજો. ૯ ઘણે દિવસે અણધાર્યો પત્ર મળવાથી સાનંદાશ્ચર્ય પામ્યો છું. પ્રસંગોપાત પત્ર લખવા તસ્દી લેશો.

## ૫૫ ઠપકા લખવાના પ્રકારો.

૧ "તમારાતરફથી ઘનસ્યામરૂપી પત્ર નથી, તેથી મનસીમયૂરને ચેન પડતુંનથી.

૨ ભક્તિભાવે નિરંતર તમારૂં રટણ કરૂં છું, પરંતુ તમે મને વિસરી ગયાહો એવું જણાયછે,કેમકે પત્રદ્વારે દર્શન થતાં નથી.

૩ આપનો પ્રીતિવર્ધક દૂત નહિં જણાવાથી મારૂં અંતઃકરણ ચિંતાતુર રહેછે. માટે કોમળ કરવડે પત્ર લખવાનો શ્રમ લેશો-

૪ પત્રવડે દૂરના માણસનો મેળાપ થાયછે.પણ તે વાત તમને ગમતી નહિ હોય, માટે પત્રવ્યવહાર રાખતા નહિ હો.

૫ વિયોગનુ દુઃખ પત્રથી શાન્ત થાયછે. માટે તમે અમૃતમય પત્ર સત્વર મોકલશોજ-

૬ જો સ્નેહ અને સુખનો પ્રકાશ કરનાર પત્ર નહિં લખો, તો મન વ્યગ્ર રહેશે, અને કામ કરવું સુઝશે નહિ.

૭ તમારી સુખાકારીના પત્ર વિના હું ધનની, રાજ્યની કે મણી ગૃહની પણ ઇચ્છા કરતો નથી.

૮ મેં તો તમને ઘણા પત્રો લખ્યા, પણ તમે તો એકે પત્ર લખતાજ નથી.

૯ તમે પંડે કેમ પત્ર લખતા નથી? એવું કામ જાતે કરવામાં વધારે લાભ છે.

૧૦ તમે ઘણા કામગરા માણસ છો, એટલે કાગળમાં ચાર અક્ષર પાડવા જોગ પણ અવકાશનહિ હોય.

૧૧ પ્રત્યુત્તર લખવાથી પણ સજ્જન દુર્જન પરખાય છે.

૧૨ જવાબને માટે ટીકટ મૂકવાની જરૂર નહોતી.

૧૩ જ્યારે પત્ર ન આવે ત્યારે હેત ભાવ કેટલો રહેલોછે તે સમજાયછે.

૧૪ જરૂરને પ્રસગે તો પત્ર લખવો જોઇએ, નહિં તો કીમત થાય છે.

૧૫ પત્ર વ્યવહારથી હેત ભાવ વધે છે. ૧૬ દુનિયાંનો છેડો ઘર છે માટે તેની સંભાળ લેવી જોઇએ. ૧૭ તમે કાગળ લખવામાં વાર કરનારા નથી, પણ તમને એનાં સાધનની ખોટ પડી હશે; તેથીજ તમારો પત્ર મળતો નહિં હોય। ૧૮ કાગળ લખવામાં પણ કરકસર કરવી જોઇએ. કેમકે ઘરમાં મુડી વધારવાને એવો બીજો માર્ગ ક્યાં છે ૧૯ અમારો તો તમારા ઉપર એક સરખો ભાવ છે, પણ તમને અમારા જેવા

ઉપર પત્ર લખવામાં હલકાઇ જણાતી હોય તો ખેર! ૨૦ તમને આ લખવું ઘટતું નહોતું. ૨૧ હલકું માણસ આખરે પોતાની જાત-ઉપર જાય છે! તેને શેઠની શિખામણ ઝાંપા સુધી પહોંચે છે. હવેથી ચિવટ નહિં રાખશો, તો દુઃખી થશો. ૨૨ હમેશાં કાગળ લખવાની જરૂર નથી, પરંતું વખત આવે આળસ કરવું નહિ. ૨૩ ભીડ પડે ત્યારે માણસની જરૂર હોય છે. તેમ છતાં અમને કશું જણાવતા નથી, તે કેવી શરમની વાત છે? ૨૩ જેમ પત્ર-વ્યવહાર વધારે હોય, તેમ ગાઢી પ્રીતિ જણાય છે.

## ૫૬ જવાબવાળવાના પ્રકાર.

• ૧ લખેલી વાતની તપાસ કરવામાં રોકાવાથી જવાબ આપતાં વાર થઇ છે. ૨ પત્ર આવ્યો ત્યારે પરગામ હતો- ૩ અમૂક મંદવાડ કે કામની ધાઇને લીધે મોડું થયું છે. ૪ શીરનામું વિસરી ગયો માટે જવાબ વળાયો નહીં. ૫ નિરંતર તમારો પત્ર વધારે આનંદ દાયક થઇ પડે છે. ૬ હું લખું છું ખરો પણ તમારા જેવી મારા પત્રમાં ખુબી આવતી નથી, માટે નિરસ પત્ર મોકલતાં શરમાઉં છું; અને લખેલો હોય તે ફાડી નાખું છું. ૭ હું જવાબ વાળવામાં ઘણો આળસુ છું. ૮ તમારી લખેલી વાત સમજાઈ નહિ, માટે ઉત્તર ન લખ્યો. ૯ મારા માટે શ્રમ વેઠીને જણુશ મોકલી, તેથી આપનો ઉપકાર થયો છે. આ તરફની કોઇ વાર તો સેવા ચાકરી લખશોજ. ૧૦ વાંચી સમાચાર જાણ્યા છે લખો છો તે ઠીક છે. ઈ૦ ઈ૦

• • •

# ભાગ ૬ ઠો.

## ૫૭. પત્ર લખનારને સૂચના.

૧ જેમને પત્ર લખવાનો હોય તેમને લખવા લાયક ઉપમાઓ વિચારી જવી.

૨. જ્યારે વડીલ અથવા બરોબરિયાને પત્ર લખવો હોયત્યારે તેમના માનાર્થે આપ સર્વનામ વાપરવુંજ.

૩ કનિષ્ટ વર્ગને લખતાં તું ને બદલે તમે સર્વનામ લખવું.

૩ દરેક પત્રમાં ક્રમવાર સમાચાર લખવા.

૪ હકિકત શરૂ કરતા પહેલાં અપરંચને બદલે ઉપરંચ અથવા ઉલ્પરંચ લખેછે, અને વાંચનાર તેવુંજ વાંચેછે. પરંતુ ખરો શબ્દ અપરંચ છે. કેટલાક તેને બદલે જત શબ્દ મૂકે છે. એ બંને શબ્દોનો અર્થ બીજું થાય છે

૫ થોડા લખાણમાં ઘણી મતલબ સમાવવી. મુદ્દા વગરનું નિરૂપયોગી લાંબું લાંબું લખાણ ન કરવું, સમજુ પુરૂષો એવું લખનારની મૂર્ખાઇ પર હસે છે, અને લખેલો પત્ર વાંચતાં કંટાળે છે. લખાણ પરથી લખનારની લાયકી વિષે તોલ થાયછે, માટે પૂર્ણ વિચારથી તે કામ કરવું.

૬ લખેલી હકિકત બેવડાય નહિ તેને માટે સાવધ રહેવું

૭ દરેક વાક્યની શરૂઆતમાં વારંવાર નિરૂપયોગી શબ્દ મૂકવા નહિ. કેટલાક વાક્યારંભે બીજું શેઠજીને માલમ થાયજે, અથવા બીજું ભાઇજીને માલમ થાયજે એમ લખ્યાં કરેછે. એવું લખવાથી વાક્યનો હેતુ વધતો નથી, તેમ લખવામાં ન આવે તો અપમાન કારક ગણાતું નથી.

માફક માદરિયા પ્રવાહની પેઠે દેખાદેખી એનો પ્રચાર વધી પડ્યો છે. તે અટકાવવો જોઇએ.

૮ દરેક વાક્યને અંતે ઘટતાં વિરામ ચિન્હો વાપરવાં જોઇએ.

૯ પત્રની લખાવટમાં રમુજી ભાષા વાપરવી, અને અથ ઇતિ સમાચાર સારા અક્ષરે એવી સુઘડતાઇથી લખવા કે કોઇપણ માણસ એ વિષે ટીકા કરી શકે નહિ.

૧૦ સ્વેચ્છાથી કે શિખવણીથી પત્રમાં કેવળ નકામી, કુભાપણુ ભરેલી, નિંદાયુક્ત, બનાવટી કે શક ભરેલી વાતો ન લખવી. જેઓ એવા લખાણથી દુર રહેછે તેઓ પોતાનું વધારે વજન પાડી શકેછે.

૧૧ લખાણની હકિકતપર વિચારકરી નાના મોટા કદનો કાગળ લેવો. કેટલાક તેનો વિચાર કર્યાવગર કાગળ લેછે. પછી બંને બાજુએ એટલું બધું ભેગું ભેગું લખી વાળે છે કે તે વાંચતાં કંટાળોજ આવે. કેટલાક વાંચનાર એવા કાગળો વાંચતા નથી પણ તરત કચરાની ટોપલીને સ્વાધિન કરેછે. માટે કાગળો કરતાં સમાચાર વધી પડે તેમ હોય તો પહેલેથી જોઇએ તેવડો લેવો,અને પાછળથી માલુમ પડે તો નવીન કાગળમાં બાકીના સમાચાર લખવા,પણ કરકસર કરી માન ગુમાવવું નહિં.

૧૨ દેશાવરનો સંબંધ માત્ર પત્રની પતીજઉપર ચાલેછે. આળસથી લખવા લાયક જવાબ મુલત્વી રાખવા નહિ જે માણસ જવાબ આપવામાં આળસ કરશે તેને પોતાના વ્યવહારમાં નહિં ધારેલી આફત ભોગવવી પડશે.

૧૩ નિરંતર આગ્રહે પડતો પ્રત્યુતર ન આપવો. પત્રનો

જવાબ વાળતાં આવેલા પત્ર કને રાખવા, અને તે જોઇને ખુલાસા આપવા. જોયા વિના લખનાર અગત્યની વાત ભૂલે છે અને નિરૂપયોગી સમાચાર લખી નાખે છે.

૧૪ શાંન્તપણે દરેક પત્ર લખવો. ધાઇ કરીને લખવા જતાં જોઇતો ખુલાસો આપવો રહી જશે. અથવા એકને બદલે બીજાને લખી દેવાશે.

૧૫ ફિકા, બારીક, ગુંચવણ ભરેલા, ૧ દ્વીરૂપે વપરાતાં, ને અશુદ્ધ અક્ષર નહિ લખવા. ઘણી મુશીબતે એવા પત્રો વાંચી શકાય છે. અનુભવ રહિત પુરૂષો વખતે વિવાહની × વરશી કરી નાખેછે.

૧૬ લખતી વખતે એવા અંદાજમાં કલમ રાખવી જોઇએ કે તેમાં વિશેષ શાહી આવે નહિ અને લખાણમાં ડપકા પડે નહિ લેખકનું પ્રથમ લક્ષણ એ છે કે સુઘડતાઇ વાપરવી જોઇએ.

૧૭ બગડેલા અક્ષરો ચાકુવડે ખોતરવા કરતાં છેકીને બી-

૧ બે રૂપમાં વપરાતા જેમ કે "પ" અને "વ" પરખાય નહિ. ૨ બોડિયા અક્ષર- એક વણિકે લખ્યું હતું કે કાકા અજમર ગચ છ; આ પત્ર વાંચનારે એવી રીતે વાંચ્યો કે કાકા આજ મરી ગયા છે પણ વાસ્તવિક રીતે કાકા અજમેર ગયાછે એવો હેતુ હતો. તેને બદલે એ રીતે વાંચવાથી એ પુરૂષની ઉત્તર ક્રિયા થઇ. વળી એક વેપારીના નામા વિષે કેહવામાં આવેછે કે અગમર ટપર પલચખબ હસ ગરા ગપર અખતજ દન એટલે હીંગ, મરી, ને ટોપરૂ અખાત્રીજ ઉપર ચોખા પાલી બે હસ્તે ગોર ગોપાળ એમ મૂળ લખ્યું હતું; પરંતુ માહિતગાર માણસ વગર કોઇ પણ માણસથી એ નામું બેસાડી શકાયું નહીં.

જા લખ્યા. કેટલાક ચપ્પુ વડે ખોતરીને બીજા શબ્દો લખવા પ્રયત્ન કરેછે, પરંતુ એ કામ ઘણું મુશ્કેલી ભરેલું છે. કીમતી પત્રોમાં એવું કરનારને ભારે હાનીમાં ફસાવાનો ભય રહેછે.

૧૮ પત્ર વાંચતાં ઉતાવળા ન થવું. આપણા લોકો લખાણમાં વિરામ ચિન્હ વાપરતા નથી, તેથી ઉતાવળે વાંચવા જતાં લખેલો હેતુ પલટાઈ જવાનો સંભવ રહેછે માટે ધીરતાથી વાચવું જોઇએ.

૧૯ લેખકે પત્ર લખતાં ઉતાવળા ન થવું. લખાણની લીટીઓ સરખી દોરવી અને સફાઇબંધ અક્ષર લખવા તરફ કાળજી રાખવી-

૨૦ ઉપયોગી દસ્તાવેજની નકલ અથવા દાખલો રાખવામાં બે કાળજી ન કરવી. એવી વાતમાં ઢીલ કરવાથી પ્રસંગોપાત કષ્ટ ભોગવવું પડેછે.

૨૧ જ્યારે કોઇ સાથે ઉપયોગી રકમો, હુંડીઓ કે બીજી જણશો મોકલી આપવામાં આવે ત્યારે પત્રમાં સંપુર્ણ વિગત લખવી- મોઘમ લખવું નહિ.

૨૨ પત્રમાં રકમનો આંકડો લખતાં અંકે બાંધવાજ જોઇએ.

૨૩ મોટા પુરૂષની માંદગી અથવા કુશળતા પૂછવી હોયતો ઉભયતાના શત્રુની હાલતનું વર્ણન લખવું. મતલબકે અલંકારિક ભાષા વાપરવી.

૨૪. પત્ર લખવામાં ચાર સાધન જોઇએ ૧ સારી કલમ. ૨ સારી શાહી. ૩ સરસ કાગળ . ૪ ઉત્તમ લેખક. પહેલાં ત્રણ સાધન સહેલથી મળી શકે છે, પરંતુ ચોથું સાધન એકદમ મળવું દૂર્લભ હોય છે.

૨૫ અનતા સુધી પત્રને પકડવા જોગ ડાબી બાજુએ એક આંગળી જગો ખાલી રહે તેમ કરવું. તે માટે સરકારી લખાણોના પત્રોમાં સળ પાડવામાં આવેછે. વ્યવહારિક પત્રોમાં પણ સળ રાખી લખાણ કરવામાં આવે તો મુદ્દાના પત્રો ચોપડીના આકારમાં બાંધી રાખવા ઠીક પડે.

૨૬ એક કરતાં વધારે સ્થળના લોકો સાથે પત્રનો સંબંધ હોય તો ગામવાર પત્ર એક જથે રાખવા. એ વ્યવસ્થાથી જોઇતા પત્ર સહેલથી તુરત હાથ લાગશે.

૨૭ પત્રમાં તુરત ધ્યાન આપવા જોગ સમાચાર નીચે લીટી દોરવી. અથવા વાંચનારનું તુરત ધ્યાન ખેંચવા માટે તાકીદ કે જરૂરી એવા શબ્દો વાપરવા. એવા પત્રોપર વાંચનારે પણ ધ્યાન આપવામાં ઢીલ કરવી નહિં.

૨૮ સંકેતથી × પત્ર વ્યવહાર નભે એવું પણ કરવાની જરૂર છે. અતિ ગુપ્ત સમાચાર લખતાં એવા સંકેતનો ઉપયોગ કરવો કે માત્ર વાંચનારજ તે સમજી શકે. ખુલ્લી રીતે ગુહ્ય સમાચાર લખવામાં મહા સંકટ ભોગવવું પડેછે.

૨૯ હરકોઇ પત્ર પુરો થાય એટલે એકવાર વાંચી જવાની ટેવ રાખવી જોઇએ. એમ કરવામાં ઘણું હિત સમાયલું છે.

---

+ કેટલાક સંકેતથી ન લખતાં ડુંગળી અથવા લીંબુના રસથી, દૂધથી કે આકડાના દૂધથી છાના કાગળો લખેછે એવા પત્ર અગ્નિનાતાપે ધરતાં વંચાયછે

૩૦ જ્યારે પત્ર રવાને કરો ત્યારે તેનું વજન કરી જોજો. સહેજ સાજ વજન વધી પડે ત્યારે ખરચની કરકસર ખાતર પત્રને કાતરી ઓછું વજન કરવા ઇચ્છા કરતા નહિ. એમ કરવા જતાં પત્ર બેડોળ થાયછે અને આપણી સભ્યતામાં ખામી જણાય છે માટે તેને બદલે ટીકીટ ખરચ વધારે કરવો પડે તો ફિકર નહિ.

૩૧ પત્રનું શીરનામું ચાલતા પત્રપરજ કરવું હોય તો મથાળાની તરફ ચાર આંગળ જગો ખાલી રાખીને પત્ર લખવાની શરૂઆત કરવી. અને તે એવી રીતે બીડીને વાળવો કે તેને ફોડતાં લખેલો ભાગ ફાટવા જેવો પ્રસંગ ન આવે.

૩૨ વેપારીઓ પત્રની નીચલી બાજુએ કોરી જગા રાખતા નથી પણ તે રાખવી જોઇએ વર રૂચી કવિ કહે છે કે નીચેના ભાગમાં પણ નિદાન એક આગળ જગો કોરી રાખવી, હિંદી ગ્રંથકાર તે સાથે એકમત થઇ જણાવે છે કે કેટલાંક રાજસ્થાનોમાં તે ચાલ છે અને ખુશમિજાજ તથા મુબારકપણાની એ નિશાની છે.

## ૫૮. શીરનામું લખવા વિષે.

૧ રસ્તામાં ફાટે નહિ એવા મજબૂત કોરા કાગળનું પાકીટ કરવું જોઇએ. પણ આપણા લોકોની અમલની રૂઢી તો એવી છે કે જન્મોતરીની પેઠે, પત્રને ગોળાકાર વાળીને તે બીડવો જોઇએ.

૨ સાધારણ એટલે બીજાઓ વાંચી શકે તેવો પત્ર હોય અને શુભ હોય તો શીરનામા ઉપર પત્ર શુભ છે એમ લખવું. અશુભ હોય

તો પત્ર અશુભ છે એમ જણાવવું. જો શુભ પત્ર હોય તો શીરનામા ઉપર અથવા તેની પાછળ મોટા અક્ષરે, ૭૭૭–, નો * અંક લખવો. આ અંક ની વાત જાણ બહાર હોવાથી કેટલાક પાકીટના સાંધાઓ ઉપર પાણુના આંકા પણ કરેછે. સંપને ઇચ્છનારે એવી નિશાનીવાળા પત્રો પોતાના હોય તોજ ફોડીને વાંચવા જોઇએ.

૩ અપૂર્ણ અને સમજ નહિ પડે એવું શીરનામું લખવાથી પત્ર પહોંચતાં વાર થાય છે, માટે નિરંતર પુરા પત્તા સાથે સાફ અક્ષરે ધણીનું નામ ઠામ લખવું જોઇએ. જેમકે મગનલાલ દ્વારકાંદાસ ઠે. રતન પોળ–વડોદરા

૪ ટીકટ વગરના ( નોટપેડ ) પત્ર વહેલા પહોચે છે, અને ટીકટ વાળા ( પેડ ) પત્રો મોડા પહોંચે છે એમ ન સમજવું. જો તમે કરસરનો નિયમ સમજતા હો તો નોટપેડ પત્ર લખીને પોતાના સંબંધીને નાહક વધારે ખરચમાં ઉતારતા નહિ

૫ નાના ગામડાના પત્રો પહોંચાડવાને પણ સરકાર કાળજી રાખેછે. પરંતુ જ્યારે તમે તે ગામના પત્રો ચોકસ પોષ્ટ મારફતે પહોચવાનું નથી લખતા ત્યારે મુદત સર તે પત્રો પહોંચી શકતા નથી. માટે નાના ગામે જનારા કાગળોના શીરનામે તેનો જીલ્લો અથવા તાલુકો જણાવીને અથવા તેમનહિતો મૂખ્યત્વે કરીને કાગળ પહોંચાડનારી પોષ્ટનું

---

× જેને આ વાતની ગમ નથી તેઓ એવા પત્રના શીરનામા ઉપર લખે છે કે, માલિકને હાથો હાથ પહોંચે, અથવા માલિક સિવાય બીજાએ ફોડવો નહિ!

નામ જણાવતા રહેવું જોઇએ. જેમકે મુકામ પડાળ—હાસરે થઇને.

૬ એકના કાગળમાં બીજાનો પત્ર બીડવો પડે તો બીજાના પત્ર પર ૭॥ નો અંક લખવો નહિ. એકની અંદર બીજાનો પત્ર છે એવું પોસ્ટ ખાતાવાળા જાણશે તો તે પત્રોની નોટપેડ રજીષ્ટર બેંગી કરી મોકલશે, તેથી પત્ર લેનારને ચારઆના નુકશાન ખમવું પડશે માટે તમે એવો વિવેક વાપરશો માં.

૭ ઘણા પત્રોના પાકીટપર શીરનામાં કરવાં હોય તો પ્રત્યેક પત્રનું નામ જોઈ જોઇને પાકીટનાં શીરનામાં કરતા જવું.

૮ પોષ્ટમાં રવાને કરવા જોગ પત્રોપર દર અર્ધ તોલે અર્ધા આનાની ટીકીટ ચોઢવી.

૯ માઠી ખબરના કાગળોને શીરનામે મોટા અક્ષરે 'પત્ર અશુભ છે લુગડાં ઉતારીને વાંચજો ' એમ લખવા ચૂકવું નહિ. જો પત્રમાં કેટલાક— સમાચાર લખ્યા પછી એ બાબત લખવી હોય તો ત્યાં બે લીટીઓ દોરી પ્રથમ ઉપરનું વાક્ય લખીને લખવા જોગ માઠા સમાચાર લખવા. બાકીના પત્રોપર શુભ છે એમ નહિ લખાય તો ચાલશે.

## ૫૭ પત્ર વાંચવા વિષે.

૧ અક્ષર ઉપરથી પત્ર લખનારને ઓળખી કાઢવું જોઇએ.

૨ ક્યાંથી ક્યારનો રવાને થયેલો પત્ર આજ મળે છે, તે ટપાલની છાપ જોવાથી સમજાશે. અને તે મોડો પહોચ્યો હશે, તો લખીને રવાના કરવામાં વાર થવાથી, પોષ્ટ ખાતાની ગફલતથી, કે શીરનામામાં ફેર પડવાથી મોડો આવ્યો તેનું કારણ સમજાશે.

૨ પત્ર મળતાંજ તેના શીરનામે અથવા માંહેલી બાજુના મધ્ય-ભે જોવું, કે કેવા સમાચારનો આ પત્ર છે. શુભ હોય, તો તુરત વાંચવો, અને અશુભ હોય, તો કપડાં ઉતારીને વાંચવો.

૪ હજાર કામ છોડીને આવેલો પત્ર સ્થિરતાથી વાંચી લેવો.

૫ ટપાલની છાપ ફાટે નહિ, તેમ પત્ર ફોડવો જોઇએ.

૬ રસ્તે ચાલતાં મળેલા પત્રો ફોડીને વાંચવા નહિ.

૭ જ્યાં સુધી આવેલો પત્ર એકવાર પોતે અથઇતિ વાંચી જોયો ન હોય, ત્યાં સુધી બીજાને પત્ર વાંચવા આપવો નહિ. તેમજ બીજાને વાંચી સંભળાવવો પણ નહિ.

૮ આપણા પત્રમાં બીજાનો પત્ર હોય તો બનતા સુધી તુરત તુરત જેને તેને પહોંચાડવો. તેવો પત્ર વાંચવો નહિ. કેમકે તેથી વિશ્વાસ-ઘાત કર્યો ગણાય છે.

૯ વાંચીને ફાડી નાખવા લાયક પત્રો બીજાને હાથ ન જવા જોઇએ. જો તેને ફાડી નાખવામાં આવે તો તેની એવી ઝીણી ઝીણી કરચો કરી નાંખવી કે કોઇ તેને ભેગા કરી મૂળના આકારમાં ગોઠવી શકે નહિ-બનતા સુધી એવા પત્રો ફાડીને જળમાં પધરાવવા.

૧૦ વાંચતી વખતે લખાવટપર ઘણું લક્ષ આપવું જોઇએ. ઇબારત નાપસંદ હોય અથવા લખનાર કાચો હોય તો પત્ર લખવાનો હેતુ સમજતાં ઘણી વાર લાગે છે માટે એવા પત્રોનું એક કરતાં વધારે વાર અવલોકન કરવું જોઇએ.

૧૧ વધામણીના પત્રો વાંચી હર્ષઘેલા ન થવું. તેમજ શોક ઉત્પન્ન થવા જેવી વાત હોયતો વાચીને ગમગીનીમાં ન પડતાં ધીરજ રાખવી.

૧૨ વાંચેલા પત્રો એવી વ્યવસ્થાથી મૂકવા જોઇએ કે જરૂર પડે હાથ લાગી શકે.

# ભાગ ૮ મો. ચિઠીઓ નમુના.

## સાધારણ ચિઠીઓ– શિક્ષકને પાઠ કર્યાની ચિઠી.

માસ્તર ચુનીલાલને માલમ થાયજે ચિ. ન્હાનાલાલ આંક તથા પાઠ [illegible]ી ગયો છે. સંવત્ ૧૯૪૯ના કારતગ વદ. ૩ વારસોમે દા. હરીલાલ.

## રજા લેવાની ચિઠી.

**શીરછત્ર વિદ્યાગુરૂ દામોદરદાસ અમથાભાઈ—**

વિ. કે આજ મારા પિતાજી સાથે મંદિરે જવાનું છે, માટે મારી રજા પુ[illegible]રશો એવી આશાછે. તા. ૫-૧૧-૯૨ વિ. ઇચ્છાશંકર પ્રભાશંકરના પ્રણામ.

## મિત્રને મળવાની ચિઠી.

**ભાઈશ્રી ગવરીશંકર પ્રભાશંકર.**

વિ. વિ. કેટલીક અગત્યની વાતમાં તમારી સલાહ લેવાની છે. માટે [illegible]મે સાંજે છ વાગે તારકેશ્વરના બગીચામાં જરૂર આવવાનું કરશો [illegible]. ૧૯૪૯ ના કારતગ વદ ૮ શનેઉ. લી. દલસુખરામના જેગોપાળ.

## આમંત્રણની ચિઠી.

**વિવેકસાગર શેઠજી મગનભાઈ પુરષોતમભાઈ**

વિ. વિ. આજે મારાભાઇના લગ્નની ખુશાલી નિમિત્તે સદ્ગૃ-[illegible] મંડળ પધારવાનું છે; તો આપ પણ સાંજના ત્રણ વાગે [illegible] સોપારી માટે પધારીને આભારી કરશો. તા. ૧૧ ૧૧-૯૨

આજ્ઞાકિંત

**ચુનીલાલ લલ્લુભાઈના જેગોપાળ.**

## તાબાના માણસપર ચિઠી.

શા. ભાઈ છગનલાલ—

આજ સવારે તમને મેં જે 'સંગીતાનુભવ' નામે ગાયનની ચો-પડી વિષે વાત કહી હતી તે હું ભાની ગયોછું; મેં કેટલીક બાબતો લખીને પ્રો. મોલાબક્ષ તરફ મોકલી છે, માટે તમે તેમને મળજો અને મારા લખેલા મુદ્દાઉપર સુરત રાખી જરૂરી ફેરફાર કરી ચોપડી છપાવવા લાયક તૈયાર કરી આપવી. પાંચસાત દિવસમાં કામ પુરું થાય એમ ઇચ્છું માટે તમે તેમને તુરત મળજો. તા—૧૧—૭—૯૨ ને વાર ભોમે

હુન્નરોવિંદ (દ્વારકાંદાસ કાંટાવાળા)

સિતાર સંબંધી એક બીજુ પુસ્તક તૈયાર કર્યું છે; તેની ભાષા સુધારવાની છે, માટે તે પણ સુધારી આપશો. તા. સદર હ. દ.

## કામકાજની ચિઠીઓ.

દોશી. અમૃતલાલ ગોવરધન જત અમદાવાદી ધોતીજોટો એક દશ હાથનો માલ શિકાર જોઇને જાંગડ આપજો. સં. ૧૯૪૮ ના ભાદ-રવા વદ ૧૪ ને વાર ભોમે લી. દેશાઇ નાથજી ભોગીલાલ.

મોદી. ભૂખણ હરિવલ્લવ—

જત હરીભક્તિના સદાવત ખાતે સીધાં ૪ ચાર આપજો. સં. ૧૯૪૮ ના આસો સુદ. ૧૫ ગરેઉ દા. મગનલાલ હરીભાઇ.

### માસ્તર. ચુનીલાલ લલ્લુભાઈ–

વિ. વિ. દેશીનામાં નંગ ૧૦ દસ દા. ૦॥= વાળાં જઈર આપવા મહેરબાની કરશો. ગ્રાહકો પાછાં જાયછે. તા. ૨૨–૯–૯૨ ને વાર શુકરે લી. શાહ. દોલતરામ મગનલાલ.

## નાણાં સંબંધી ચિઠીઓ [૩ ફ્રા. ]

પરી પ્રાણલાલ લાલજીને માલુમ થાગજે અમારા ભાઇ કેશવલાલ લલ્લુભાઈ તમારી પાસે આવ્યા છે, તેમને રૂા. ૧૨૫) અંકે સવાસો અમારે ખાતે લખીને આપજો સં ૧૯૪૯ના કારતગ સુદ. ૫ ને વાર બુધે દા. શાહ. ચુનીલાલ લલ્લુભાઈના જેગોપાળ વાંચજો.

પરી. પ્રાણલાલ લાલજી—

જત અમારા ભાઇ કેશવલાલ લલ્લુભાઇને રૂા. ૧૨૫) અંકે સવાસો અમારે ખાતે લખીને આપજો. સં. ૧૯૪૯ના કારતગ સુદ. ૫ ને વાર સોમે દા. શાહ. ચુનીલાલ લલ્લુભાઈ.

પરી. શામળભાઇ નથુભાઇ બંગલી. પરી. ઝવેરચંદ લક્ષ્મીચંદ જત રૂા. ૫૦૧) પાંચસેં એક પરી. હરીભાઇ ભક્તિદાસની દુકાને આજની મીતિના અમારા ખાતે જમા કરાવજો. સં. ૧૯૪૯ ના કારતગ સુદ ૧૫ ને વાર શુકરે દા. પરી. કેશવલાલ પરમાનંદ.

## ભાગ ૯ મો. કુશળતાના પત્રો.

### પિતાજી ઉપર પુત્રનો પત્ર.

શ્રી. ૧

–જત–

૧ સ્વસ્તિશ્રી મુંબાઇ બંદરે મહાશુભસ્થાને પુજ્યારાધે અનેક

૧ ઉત્તર હિંદુસ્થાનના લોકો વડીલોના પત્રોમાં ' સ્વસ્તિશ્રી ' ને બદલે ' સિદ્ધિશ્રી ' લખેછે. દક્ષિણમાં બન્ને પૈકી કંઇપણ લખાતું નથી.

શુભોપમાલાયક તીર્થરૂપ શ્રી. ૫. શાહ. લલ્લુભાઇ જોઇતાદાસ જોગ [illegible] વાડાશિનોરથી લી. ૨ આજ્ઞાંકિત કેશવલાલ લલ્લુભાઇના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ અંગિકાર કરશોજી. આપના આશીર્વાદવડે સુખરૂપ છે. હું પત્ર લખતાં શીખીને આપનેજ પહેલવહેલો પત્ર લખું છું. નિશાળમાં વર્ગની ફેરફારી થઇ, તેમાં શુભેચ્છક મહેતાજી સાહેબે મને પાંચમા ધોરણમાં ચઢાવ્યો છે. પહેલાં કરતાં મારૂં લેખન સુધર્યુંછે. ગણિતમાં પણ ઉપર નંબર મળે છે. તેનું કારણ એ છે કે આપણી પડોશમાં મારા મહેતાજી રહેવા આવ્યાછે. તેઓ સ્વભાવે માયાળુછે. મારાપર તેમની કૃપા ઘણી-છે. હું રાતે રાતે તેમને ઘેર જાઉં છું, અને [illegible] કરૂં છું; તેથી મારો અભ્યાસ સારો થતો જાય છે. જો મારૂં [illegible] રહેશે તો ઘણું કરીને આવતી પરીક્ષાએ પહેલે નંબરે [illegible] ઇનામ મેળવી શકીશ. દિવાળી ના [illegible] ઉપર મારાં [illegible] સહિત હું મુંબાઇ આવનાર છું. [illegible] ૧૧ ના [illegible] વડોદરે ઉતરીશું. ત્યાં રાજમહેલ વગેરે [illegible] સાડા નવની ગાડીમાં બેસીશું. [illegible] ઉપર મોકલવાને ચૂકશો નહિ. અત્રેથી [illegible] ત્યારે નાત જાત અને ગામના [illegible] આપ ગુણવંતને ઘણું શું લખું [illegible]

---

૨ મરાઠીમાં આપત્યે લખાય છે. સંસ્કૃતમાં એનો અર્થ બાળક અથવા પુત્ર થાય છે. કેટલાક પ્રશસ્તિકારો પણ તે વાતને માન્ય રાખે છે. વધારે વિવેક માટે કેટલાક લખેછે કે 'આપના ચરણ કમળને ત્રિકાલ સેવનાર આપત્યે અમુક

તીર્થરૂપની દયા દ્રષ્ટી જોઇએ. સં. ૧૯૪૯ ના આસો વદ. ૧૦ ને વાર શનેઉ. લી. સેવક. **કેશવલાલ લલ્લુભાઈના પ્રણામ વાંચશોજી.**

# પુત્રને પત્ર. [ ઉપલાનો જવાબ ]

સ્વસ્તિ શ્રી વાડાશિનોર મહાશુભસ્થાને નેત્રમણી, શ્રી ૧ * ચિરંજીવી ભાઇ કેશવલાલ લલ્લુભાઇ પ્રતિશ્રી મુંબઇ બંદરથી લી. હિતચિંતક લલ્લુભાઇ જોઇતાદાસના આશીર્વાદ વાંચવા. જત અત્રે શ્રી ગોકુલેશજીની કૃપાથી કુશલતાછે. તમારો આસો શુદ ૧૦નો લખેલો પત્ર ગઇકાલ મળ્યો, તે વાંચી મારા આનંદમાં વધારો થયોછે. તમારા લખ્યા પ્રમાણે ધનતેરસને.. દિવસે ગાડીવખતે સ્ટેશને ભાઇ ચુનીલાલ આવશે. તમે ગાડીમાં બેસો ત્યારે બહુ સાવધ રહેજો, કેમકે મારીસાથે જોખમ ભરેલી વસ્તુઓ હશે. મુસાફરીમાં તમે ખાત્રી થયા શિવાય પરજાણીને પોતાની પોટલી સોંપતા નહિં તેમજ ખાવાજોગ વસ્તુથી લલચાતા નહિ; તમે પહેલા વડોદરે ઉતરવાના છો. આજસુધી તમે એવાં શહેર જોયાં નથી. શેહેરમાં ઘંટીચોર ફરતા હોયછે, તેઓ પોતાની પાસે કેટલાંક ઉપયોગી સાધન રાખેછે; અને તેવડે સાવધ નહિ રહેનારના ગજવામાંનાં નાણું કે કોટમાંના દાગીના યુક્તિ બંધ કાઢી લેછે. માટે શહેરમાં જ્યાં ફરવા જાઓ, ત્યાં સાવધ રહેજો. વડોદરેથી રાત્રે નીકળવું થશે. રાતની વખતે ગાડીઓમાં લાંબી મુસાફરી કરવી કઠણ હોય છે એવા પ્રસંગે જાગતા રહેવું જોઇએ

---

* મરાઠીમાં લખાયછેકે સહસ્રાયુ ચિરંજીવીભવ અને પિતાના નામની પૂર્વે તીર્થરૂપ લખાયછે.

ચાલતી ગાડીએ બારણું ઉઘાડવું નહિં. જે દિશામાં ગાડીને જવાની સ્થિતિ હોય, તે તરફ પીઠ ફેરવીને ગાડીમાં બેસવું.

ભાઈ, તમે સારો અભ્યાસ કરોછો, તે વાંચીને મારા આનંદમાં વધારો થયોછે. જો તમે એજ પ્રમાણે નિરંતર મહેનત કાયમ રાખશો, તો આવતી સાલથી અંગ્રેજી ભણવામાટે હું તમને અહિંઆંજ રાખીશ. નાનપણમાં કરેલી મહેનત આગળ પર વધારે ફાયદો કરશે. સદ્ગુણી છોકરાઓ સાથે સહવાસ વધારવાથી તમારી નીતિમાં વધારો થશે. હમેશાં પરમ દયાળુ પ્રભુપર આસ્થા રાખજો; અને બેસતાં, ઉઠતાં, તથા હરકોઈ કામને આરંભતાં તેનું નામ લેજો. તેથી તમારા હિતમાં વધારો થશે. સત્ય ભાષણ કરવું. સગાં સહોદર અને આડોશી પાડોશી સાથે સંપ રાખવો.

તમારા મેહેતાજીની લાયકીથી હું ખુશી થયોછું. તેમને મારા જે-ગોપાલ કહેવા. તેઓ જે તસ્દી લેછે તેને માટે હું આભારીછું. પ્રસંગ આવે મારાથી બની આવશે તેવી તેમની સેવા ઉઠાવીશ. નિશાળના ગુરૂ પિતા તુલ્ય છે. અને ભાઈ સમાન વર્ગના છોકરાઓછે. લાયક ગુરૂઓ પોતાના શિષ્યને પેટના છોકરા જેવા ગણી ઘટતી શિખામણો દે છે. તમે તેમની શિખામણ લક્ષમાં રાખજો અને સદાચરણી છોકરાઓથી સ્નેહ વધારજો.

તમે જ્યારે ઘર છોડો ત્યારે પણ પત્ર લખજો, અને ઘરનું બરાબર સંરક્ષણ કરીને નીકળજો- તમારે નીકળવાનું હોય તેને આગલે દિવસે અહિં લાવવાનો સામાન એક જથે કરીને ઘરનો અવેર કરજો. પેટી પટારાની કુંચીઓ ચોકસ જગોએ મૂકજો. અને બારણેની કુંચી

તમારા મામાને ત્યાં સોંપજો* આશીર્વાદ સં. ૧૯૪૯ના આસો શુદ ૧૫ નેવાર બુધે. દા. મનસુખલાલના જેગોપાળ વાંચજો.

## ૨ પિતાજી ઉપર પત્ર

સ્વસ્તિશ્રી દેવગઢ બારીઆ મહાશુભસ્થાને પુજ્યારાધ્યે પરમશુભોપમા લાયક તીર્થરૂપ શીરછત્ર શ્રી પ. ગાંધી. અમૃતલાલ વખતચંદ સેવામાં કલકત્તેથી લી. ચિ. મોહનલાલ અમૃતલાલના પ્રણામ વાંચવા તસ્દી લેશોજી. વિનંતી કે અત્રે કુશળતા છે આપના પત્રરૂપ દર્શનથી મને પરમાનંદ પ્રાપ્ત થયોછે, એજ પ્રમાણે નિરંતર પત્ર દ્વારે સેવકની સંભાળ લેતા રહેશો. પત્ર લખવામાં વાર થવાથી આપે મને જે ઠપકો લખ્યો, તે હું માથે ચડાવું છું. આપની આગના શિખામણો પ્રસંગોપાત, ધ્યાનમાં રાખી પગલું ભરૂં છું. દાદાના નિભાવ જેટલો રોજગાર ચાલેછે. ઈશ્વરપર આકીન રાખી એખવટથી બનતો ધંધો કરૂં છું. અત્રેના બારામાં હાલનો બજાર મંદ છે. એક બે લાયક વેપારી સદ્ગૃહસ્થો તરફથી વેપારની તેજી થયે ઘટતી મદદ મળવાની આશા છે. આપના પૂણ્ય પ્રતાપે લોકોમાં મારો વ્યવહાર સારો વધેછે. જ્યાં સુધી આપ શીરછત્ર છો ત્યાંસુધી મારે ચિંતા કરવા જેવું નથી એ વાત ખરી છે; તોપણ હવે હું લાયક ઉમરનો થયોછું એટલે મારે ઉદ્યોગે વળગવું જોઈએ. પરદેશ જવું આપને પસંદ નહોતું, પણ હું પોતાની ખુશીથી આપની આજ્ઞા લઈને નીકળેલોછું. અહીં મને દુનિયાનો નવાઈ ભરેલો જે અનુભવ થાયછે, તેનું વર્ણન પત્રમાં લખી શકાય તેમ નથી. મુંબાઈની પેઠે અત્રે પણ

---

+દક્ષણીમાં આશીર્વાદને ઠામે ચિરંજીવીભવ અને ઉત્તર હિંદુસ્થાનમાં નયાફક લખેછે.

વેપારની ઘણી બહારછે. અત્રેના લોકો વિદ્વાન, ઉદ્યોગી, અને ઘણા ભારે વેપારી છે. જ્યારે હું આપણા દેશના લોકોની સ્થિતિ સરખાવુંછું, ત્યારે તેમાં આ લોક વધારે સુખી માલમ પડેછે. સેવક સરખું કામ લખશો. સં ૧૯૪૯ના ફાગણ શુદ ૨ ને શનેઉ દા. મોહનલાલના પ્રણામ વાંચશો.

## પુત્રને પ્રત્યુત્તર.

સ્વસ્તિશ્રી કલકત્તા બંદરે શુભસ્થાને શ્રી. ૧ ચિરંજીવી ભાઇ મોહનલાલ અમૃતલાલ [illegible] લી. ગાંધી. અમૃતલાલ વખતચંદની આશીષ [illegible] ના પ્રતાપથી કુશળતા છે. તમારો [illegible] હવે ઘેલું થયું છે. નિયોગનું [illegible] મૂકીને પણ પત્ર લખવો, તેમાં [illegible] સ્વભાવ ખંતી અને ઉદ્યોગી છે, [illegible] નિરાશ રહેતા હશો પરંતુ તેમ કરવા [illegible] બગડશે. 'પહેલું સુખ તે જાતે નર્યા' [illegible] કામ કરી શકશો. ત્યાં તમને [illegible] વિચારીને કામ કરવું. પૈસો ગોળવાથી [illegible] જાણીને ધંધો કરશો. તો વધારે સુખી થશો. [illegible] તાણ પડતી હોય તો જોઇતી રકમ મંગાવી લેજો, કોઇ વાતે [illegible] નહિ.

સરકારી નોકરીમાં દાખલ થવું તમને પસંદ નહોતું. નોકરી કરતાં વેપારની વાત ન્યારી છે. તમારો તેને માટે તિરસ્કાર જોઇ મને વધા-

ર સંતોષ થયો હતો. માત્ર પરદેશ જવું મને નાપસંદ હતું; પણ તમારી ઉલટ ઘણી હતી, માટેજ તમને જવા દીધા છે. જો ત્યાં નફાવતું હોય તો સુખેથી પાછા વળજો. ઘરની દુકાન ચાલતી છે.

પરદેશમાં નવો સંબંધ હોવાથી એકદમ સારો રોજગાર હાથ લાગવો મુશ્કેલ હોય છે. જેમ લોકોમાં સહવાસ વધશે, તેમ તમારો રોજગાર ખીલશે. વ્યવહારમાં પ્રમાણિકપણું હોય, તો વેપારની વૃદ્ધિ થયા વગર નજ રહે. સાચવટ સંભાળતાં થોડો નફો મળે તેની ચિંતા નહિ. આબરૂ છે તેજ પૈસો છે. માટે લાખને ખોઇ શાખને વધારજો. ધીરજ રાખી કામ કરજો. નિરંતર પત્ર લખી સંતોષ આપજો. તમારા ન્હાના ભાઇ મનસુખના પાયે લાગુ વાંચવા. તમારી કાકીએ આશીર્વાદ કહ્યાછે. તમારા સૌબાળ સ્નેહી તમને બહુ સંભારે છે. આશીર્વાદ સં. ૧૯૪૯ ના ચૈત્ર સુદ ૫ ને બુધે દા. ભાઇ મનસુખલાલના પાયલાગુ વાંચશોજી

## મોટાભાઇને પત્ર.

સ્વસ્તિશ્રી વડોદરા મહાશુભસ્થાને, છીરછત્ર, તીર્થ સ્વરૂપ, શ્રી ૫.ભાઇજી છગનલાલ લલ્લુભાઈ જોગશ્રી કલોલથી લી. ચુનીલાલ લલ્લુભાઇના પ્રણામ. અત્રે શ્રી નાથજીની કૃપાથી કુશળતા છે.આપના વિયોગથી ઘણી લાગણી થાયછે, પણ અન્નોદક આગળ નિરૂપાય છે એમ માની ધીરજ પકડું છું.અંતરમાં દર્શનની અપેક્ષા રહેછે, તો પત્રદ્વારે સેવકની અભિલાષા પૂરશોજી. અત્રે સર્વે પ્રકારની સગવડ છે, વસ્તી ઠીકછે, તાલુકાનું મુખ્ય મથકછે, પણ ગામડિયો રિવાજ બહુધા છે. ઘણા ખરા લોકો રોજ અને વાર પરવે પણ ફાળિયાં વિંટી આખાગામમાં ફરેછે. ખાવામાં અડદની દાળ

તથા મગનો વાપર વિશેષછે. સવારમાં રોટલા અને દાળ જમેછે, અને સાંજે ખીચડીનું વાળુ કરેછે. દરબારી ખાતામાં વહિવટદારની કચેરી પોષ્ટ હાફીસ, અને શાળાછે. ઉંચવરણમાં દિશાવાળનો જથો વધારેછે. હવાપાણી સારાંછે. બળતણની તંગાસ છે તીર્થરૂપને પત્ર લખ્યોછે. ભાઇકેશવ, તથા મોહનને અને સરસ્વતિરૂપ નર્મદાને મારી આશીષ કહેશો. તથા સૌ. મારાં ભાભીને જેશ્રીકૃષ્ણ કહેશો.

**તમારા દેશી નામામાંથી** કેટલીક અગત્યની કલમોનો અક્ષર સઃ ઉતારો લઇને રાજકોટમાંથી છપાવેલી સરળ દેશીનામાની પદ્ધતિની પાંચમી આવૃતિ મારા જોવામાં આવી છે. માટે તમે તેની તજવીજ કરાવજો. ટ્રેનિંગ કોલેજને અંગે રહેનાર શિક્ષકો એવો ધંધો કરતા હોય તો તે ઘણી શરમની વાત છે. અત્રે દેશીનામાની દસ પ્રત કોઇની સાથે મોકલાવી દેશો. નિરંતર કૃપા રાખશો. સં. ૧૯૪૯ ના માગસર સુદ ૭ ને વાર ગરેઉ. દા. પોતે.

## સ્વામીને પત્ર.

૧ સ્વસ્તિશ્રી સૂરત મહાશુભસ્થાને પરમપુજ્ય, આનંદદાયક સૌભાગ્ય ભૂષણ, શિરોમણી. શ્રી. ૫ પ્રિયતમ [ ]ની સેવામાં ( ) થી લી. શૈયાદાસી સૌભાગ્યવંતી ( ) ના પ્રેમભાવે વારંવાર પ્રણામ. આપની તથા શ્રી રઘુનાથજીની દયાથી અત્રે મંગળ સમાચાર છે. આપની સુખાકારીને માટે નિરંતર પ્રભુ પ્રાર્થના કરૂં છું. સર્વદા તેઓ આપનું સંરક્ષણ કરે. ઘરની સર્વ હકીકત જાણો છે. મારા ભાઇના આવ્યા પછી મારે આવવાનું થશે. આપનો પત્ર નઆ્યા, તેથી સંશય રહે-

૧દક્ષીણમાં એવો ચાલછેકે પ્રાણપતિ મમસૌભાગ્ય વિનોદક, પતિરાજ

છે, કે મારી માતુશ્રીના વિવેક રહિત વચનથી આપને માઠું લાગ્યું હશે. આપ વિચારશીલ છો, એટલે તેમના બોલવા તરફ નહિ જોશો. તેમને પાછળથી ઘણો પસ્તાવો થયોછે, અપેક્ષા દર્શનની પત્ર દ્વારે પૂર્ણ કરશો. અત્રે ચિ૦ બહેન કીકી ઘણું રોયા કરેછે એને દવા આપવાની અમને કાંઇ ગમ પડતી નહોતી ગઇ પરમ દિવસે આપણે ગામ મહાજન જમવાનું હતું, તેથી હું તેને તેડીને આપણે ઘેર ગઇ હતી. ત્યાં ગંગારૂપ સૌ. માજીએ કીકીની ઘણી સારવાર કરી હતી. તેમણે આપના મિત્ર વૈદ્યરાજ હરિવલ્લભભાઇ પાસેથી દવા અપાવી તેથી એને આરામ છે. મને તો દવા સંબંધી સમજ નથી, અને ગંગારૂપ મારી માતુશ્રી જો કે પુખ્ત ઉમરે છે, તો પણ છેક નાના ગામમાં રહેલાં હોવાથી તેમના મનમાં એ વિષે કાંઇ વિચાર આવતો નહોતો. ગામ-ડામાં એમ છોકરાં રડે ત્યારે ઘરનાં સૌ કહેશે, કે એને તો એવી ટેવ છે, આગરૂની ગોળી ખવરાવો એટલે પડી રહેશે. કેટલાંક તો છોકરું રડવા ચઢે, એટલે તેને પારણામાં સુવાડી હિંચકા નાખ્યાં કરે છે, અને કેટલાંક તો ચપટી વગેરે વગાડીને રીઝાવવાનો યત્ન કરેછે, પણ તેનું ખરૂં કારણ શોધતાં નથી. એવી રીતે બીજી કેટલીક બાબતો ઉપરથી પણ કહેવું પડેછે, કે ગામડાના લોકને ગમારનું વિશેષણ આપેલું છે તે ખોટું નથી. હું સાત ચોપડી ભણી પણ છોકરાંની માવજત રાખવા વિષે અને તેને સાધારણ ઘસારવાં પાવા વિષે કંઈ શીખી નહિ. કન્યાઓને નિશાળનું ભણ-તર ઘરગથુ કામમાં જરાએ ખપ લાગતું નથી. ત્યાંનું ભરત અને શિવણ વ્યવહારના ઉપયોગમાં આવે એવું ઘણુંક નથી; પરંતુ હવેને માટે પણ

---

ઇ લી. સ્વામિની ચરણ સેવામાં તત્પર, અને પુણ્યવાઇ ભાગિની સૌ. ની કરજોડી વિજ્ઞાપના છેકે અત્રે સ્વામિના ચરણનું સ્મરણ કરતાં કુશળછું. આપની કૃપાવડે સૌના સમાચાર કુશળછે.

જો સુધારો કરશે, તો કન્યાઓને સંસારમાં પડ્યા પછી જે મુશ્કેલી આવેછે તે મટશે. આપનો દયાભાવ જોઇએ. ચિ. નાનાભાઈ કેશવલાલને મારી આશીષ કહેશો. સંવત ૧૯૪૯ના મહાશુદ. ૫ ને વાર રવેઉ.

## સ્ત્રીને પત્ર.

સ્વસ્તિ શ્રી ( ) શુભસ્થાને શૈયાભુષણ, શ્રી. ૧ સૌભાગ્યવતી (નામ) સૂરતથી લી. (નામ) ના સ્નેહ યુકત આશીર્વાદ. અત્ર સૂર્વે વર્તમાન સારાં છે, તમારી પ્રેમ ભરી પત્રિકા વાંચી પરમ સંતોષ પ્રાપ્ત થયો. ઘરનીવાત ભૂલમાં ગઈનથી કાર્ય સિદ્ધિ થવાની વાર છે. અમારી ચિંતા નકરવી. સ્વધર્માચરણમાં સાવધ રહેવુ. તમારાં પિયેરીઆં બોલાવામાં અવિચારી છે હાલી મમત કરવા જતાં આબરૂ ગુમાવશે. હાથ ભીડમાં હોય ત્યારે આણાં પિયાણાંની વખતે પોતાની શકિત પ્રમાણે ટેક રાખવો જોઈએ. સમય સૂચક થવામાંજ લાભ હોયછે. દીકરીઓ વધારે મુદત સુધી ઘેર રાખવાથી ઉલટો ખરચનો બોજો વધે છે. પણ સંપત્તિ પ્રમાણે સાસર વાસો કરી વળાવાથી લોકમાં સારૂ દેખાયછે. વિવેકની ખાતર તેમના કડવા બોલનો ઉત્તર આપ્યો નહોતો. પરંતુ હવે પછી તેમજ કરશે તો વિરોધ થશે. તમારે તેમને વિવકની રીતે ઠપકો દેવો. સરસ્વતિ રૂપ કીકીને આરામ થયો તેથી ખુશી થયો છું. અમારાં ગંગા રૂપ સૌ. માતુશ્રી એવા કામમાં કુશળ છે, તેમની પાસે રહીને તમારે ઘણુ શીખવાનું છે. કીકીને સારી રીતે આરામ થયો ન હોય તો આપણે ઘેર જવું.

નાદાન સ્ત્રીઓ પતિની ગેરહાજરીમાં સાસુની આજ્ઞા ઉથાપેછે,

અને, નજીવી વાત મનમાં લાવી વિશેષ કરીને પિયેર છટકી જવાનો લાગ જુએછે! સાસુ નણંદથી અણબનાવ કરનારાં કેવાં સુખી થાયછે તે વાત અ- જાણી રહી નથી, તથાપિ ઉછંકળ સ્ત્રીઓ સંપ વધારવા ચહાતી નથી. તમે અમારી ગેરહાજરીમાં કેવાં વર્તોછો તે જોવાની આ તક આવીછે. તમે વિનયથી વર્તશો તો તેમના પોતાના અનુભવનો અમૂલ્ય લ્હાવો ત- મને મળ્યા વગર નહિ રહે. તેમને મન સંતોષ આપી અરધે સુકને કામ ઉઠાવી લેવામાં તમારી ચતુરાઈ માલુમ પડશે. આ દુનિયામાં વહુ વારૂને સાસુજી જેવું હિતકારક બીજું કોઈ નથી. તમારૂ હિત થવા સારૂ તેઓ કડવાં વચન કહે, તો માઠું નહિ લગાડતાં તે સહેવાં, અને ખરા અંતઃકરણથી તાબેદારી ઉઠાવી આશીષ લેવી, તમને ઘણી વખત એવોજ ઉપદેશ કરવામાં આવ્યોછે, તેની અસર રહી હશે; અને આ પત્રથી તે વધારે તાજી થશે. તમે ત્યાં ક્યારે ગયાં અને શી વ્યવસ્થા કરી તેનો જવાબ વાળજો. આજે આપણે ઘેર પત્ર લખી વાળ્યોછે ચિ. કીકીની સંભાળ રાખજો. તમારાં ગંગારૂપ માતુશ્રી વગેરેને જે શ્રી કૃ- ષ્ણ કહેવાં. સં. ૧૯૪૭ ના

## દીકરીને માનો પત્ર.

સ્વસ્તિ શ્રી પેટલાદ શુભસ્થાને શ્રી ૧ ચિ. સૌભાગ્યવતી બહેન( )પ્રતિ શ્રી સૂરતથી લી. સૌ. માતુશ્રી( ) આશીષ વાંચવી જત અત્રે કુશળતા છે. તમારો પત્ર વાંચી આનંદ પામ્યાં છીએ. સંસારમાં દીકરો કે દીકરી એ બે, પદાર્થ મુખ્ય હોય છે, અને તેઓ ઉપર માતા પિતાનો સમાન ભાવ હોય છે, તથાપિ કન્યાને પરગોત્રમ દેવી પ. છે માતાપિતાનો ધર્મ છે કે તેમણે સદ્પાત્ર પુરૂષનેજ કન્યાદાન દેવું. જેઓ

એ વાતનો પહેલેથી વિચાર કરતાં નથી તેઓ પાછળથી પસ્તાયછે માતાએ કન્યાને સદાચરણથી પિયેર અને સાસરામાં વર્તવાની ખુબીઓ સમજાવવી જોઇએ. પિયેરમાં લાડકી લાડને લીધે અથવા રીસમાં કંઈ બોલે તો માતા પિતાને વધારે લાગણી ન થાય પણ સાસરીમાં એવું ભાપણ કરે તો શાંન્તિનો ભંગ થાય. મતલબ કે ખાટાં મન થાય અને વિપરીત પરિણામ નીપજે. દીકરી અને વહુવારૂ તરીકે રહેવામાં ઘણો તફાવત છે. મેં તમને એના ઘણા દાખલા બતાવેલા છે. ઘરના કામમાં ચંચળાઈ રાખવી. કન્યાઓને સંસારમાં ઘર તરીકે માનવાનું સ્થાન સાસરૂ છે. માટે તે ઘરનું કાળજી પૂર્વક હિત ચહાવું, અને નીતિથી વર્તવું, ઘરની વાત પેટમાં રાખવી. વખતે ઘરનું માણસ કઠણ વચન બોલે તો તે સહેવું તમે સીતા અને દમયંતી આખ્યાન સાંભળ્યા છે. માટે ગંભીર, સહનશીલ અને સ્વામી ભક્ત સ્ત્રીઓની કીર્તિ તેમની પેઠે વધે છે. પ્રસંગોપાત પત્ર લખાવજો. કોઇ વાતે મનમાં ઓછું લાવશો નહિ સંસારમાં કન્યામાત્રને એજ રીતે રહેવાનું છે. સુખીભવ સં. ૧૯૪૯ના માહાશુદ૫. ને વાર રવેઉ

## ભાગ ૧૦ મો કામકાજના પત્રો

## ગુમાસ્તાને પત્ર.

સ્વસ્તિશ્રી ભરૂચ મધ્યે ગુમાસ્તા મગનલાલ દ્વારકાદાસ એતાનશ્રી નવસારીથી લી. દુવારકાદાસ ગુલાબચંદના જેગોપાળ વાંચજો જત તમે માલ લઇ ગયા પછી પત્ર લખતા નથી અને અત્રેનું બજાર મંદ પડતુ જાય છે તમે ત્યાં કેટલો માલ વેચ્યો છે અને બાકી રહેલો કેટલો ક્યારે વેચાશે અથવા વેચવાનો હોય કે વેચાઈ ગયો હોયતો તેનો જવાબ તુરત

લખવાને બદલે દશ દિવસ સુધી જવાબ નહિ આવવાથી ઘણી ફિકર ઉત્પન્ન થઇછે. કાગળ લખવામાં આળસ કરોછો એવી તો તમારી હોશિયારીછે. વેપારના કામમાં ચંચળાઇ રાખવી જોઇએ. જો પીઠભાવ તપાસતા ન રહીએ તો કોઇ પ્રસંગે મંદભાવને લીધે તારાજ થઇ જવું પડે. અત્રેનો બજાર નરમ થતો ચાલ્યો છે, માટે માલ પડી રહ્યોહોય તો છેવટ પડતર ભાવે પણ ફટકારીદેજો. તેમ છતાં વકરો થતો હોયતો તમારી નજરમાં આવે એમ વ્યવસ્થા કરજો. પત્રનો જવાબ તાકીદે વાળજો. સં ૧૯૪૭ ના ફાગણ વદ- ૧૨. દા. કેશવલાલ દુવારકાંદાસ ના જેગોપાળ વાંચજો.

## શેઠને પત્ર [ ગુમાસ્તાનો જવાબ ]

સ્વસ્તિ શ્રી નવસારી મહાશુભસ્થાને મુરબ્બી * શાહ શ્રી ૫ શેઠજી દુવારકાંદાસ ગુલાબચંદ જોગ શ્રી ભરૂચથા લી. શાહ મગનલાલ દ્વારકાંદાસના પાયલાગણું + વાચજો. જત આપનો પત્ર વાંચી સમાચાર જાણ્યાછે માલવિષે ચિંતા થઇ તે વાત ખરીછે, પરંતુ તેનો ઉપાય કરવાની ખટપટમાં રોકાયાથી પત્ર લખવાનું બન્યું ન હોતું. અત્રેનુ બજાર નરમ પડતા પહેલા સાડી સોળ આની કરી તમામ માલ વેચીમાર્યોછે. એના સંબંધમાં કોઇ વાતે ગભરાશો નહિ. હવે આડતિયાનો હિસાબ મેળવવાને રોકાવાનોછું. જો શેઠજીની મરજી હોયતો પારશીઓના બરનું રેશમી કાપડ ખરીદી લાવું, હિસાબ મેળવવાનું ઘણું ખરૂં કામ થઇ ગયુંછે તેથી એક બે દિવસમાં મારે પાછું આવવું પડશે: માટે તારમાં માલ ખરીદવાનો ખુલાસો આપશોજી. સં. ૧૯૪૭ ના ફાગણ શુદ.૩.

---

* રા - રા વગેરે પુષ્કળ ઉપમા આ લખાય છે.

+ લખનાર પોતે, સેવક અથવા આજ્ઞાધારક પણ લખીશકે, એવા ઉપરીઓને કુશળતાના પત્રમાં સેવકની સંભાળ લેતા રહેશો.

( નવીન પદ્ધતિથી )

વડોદરા-શેહરેરી- તા. ૧—૧૧—૯૯.

રા. રા. મોંઝીલાલ રણછોડદાસ—અમદાવાદ

વિંનતીકે આ સાથે પત્ર વ્યવહારની જાહેર ખબર છે તે ગુજરાત શાળાપત્રમાં એક વરસ સુધી છાપવાને આપશો. અને તેના ખરચના રૂ. અમારીવતી ભરશો. આપનો જવાબ આવેથી હું મોકલી દઈશ. આ કામ જરૂરનુ છે માટે તુરત તજવીજકરજો. ચિરજીવને અમારીવતી રમાડશો. કામકાજ લખશો. **લી. મહાશુખ નહાલચંદના જેગોપાળ.**

વડોદરા મધ્યે ભાઈ મહાસુખરામ વનમાળી. કપડવંજથી લી. ભટ લલ્લુ રણછોડના નમસ્કાર. જત પ્રિય ભાઈ મૃગજીના ઘરને સારૂ હાથીદાંતનાં ચીપિયાં આઠ કોઇ સારા કારીગર પાસે ઉતરાવી મોકલાવજો. તેનો ગાળો છાપીને મોકલ્યોછે. તે પ્રમાણે લેજો. તેની કીંમતના રૂ૦ લખી જણાવેથી તુરત મોકલાવી આપીશ. કોઇવાતે અંદેશો રાખશોમાં, શીરીતે કર્યું તેનો જવાબ વાળજો. એજ વિનંતી. તા. ૧-૧૨-૯૨

# ભાગ ૧૧ મો. વિવાહ વાજનના પત્રો.

## વધાઈ આપવા વિષે.

સંસારમાં પુત્ર પ્રાપ્તિ સમાન બીજી ફળ પ્રાપ્તિ નથી અને વિવાહ સમાન હર્ષ નથી. એબન્ને ટાણે જે પત્ર લખાયછે, તેને અનુક્રમે વધાઈ અને કંકોતરી કહેછે, બનતા સુધી વધાઇને માટે માણસ ( ગોર )જાયછે; પણ

જ્યારે તેમ થઇ શકે નહિ ત્યારે પત્રદ્વારે વધામણી પહોંચાડાયછે. જમાઇને તેના વકીલ, કે કોઇ સ્નેહી મારફતે એવા સમાચાર આપવામાં આવેછે, અને તેજપ્રમાણે સ્ત્રીને પિયેર પણ પ્રસૂત થયાની ખબર મોકલવાની રીતછે.

વધામણીમાં છોકરૂં અવતર્યાનો જન્મકાળ, તથા તેમની સુખાકારીના સમાચાર લખાયછે. કેટલીક નાતોમાં તો તે ઉપરાંત છોકરાનાં પગલાં પાડીને મોકલવાનો ચાલ પણ છે.

દેશની કેળવણી કાના માત્ર રહિત થવાથી દીકરીને ઠેકાણે દીકરો અને દીકરાને ઠેકાણે દીકરી વંચાઇ જવાનો ભય ઉત્પન્ન થયો માટે તેની સ્પષ્ટતા સારૂ વધાઇના પત્રમાં ચોકસ વિશેષણ જોડવાની જરૂર પડેલી હોવી જોઇએ. જેમકે દીકરો પ્રસવે ત્યારે પાઘડી બાંધનાર દીકરો અને કન્યા અવતરે ત્યારે ઘાટડી અથવા ચુંદડી ઓઢનાર દીકરી અથવા લક્ષ્મીજી પધાર્યા છે પરંતુ અસલની રૂઢી જોતાં * તો એવું લખવું જોઇએ કે ઉભય કૂળ દીપક અને નિરંતર સેવામાં તત્પર રહેનાર કે ઉભય કૂળ તારક પુત્ર ફલાણા મુહુર્તમાં અમુક ઘડીએ અવતરેલોછે. તે જાણીને વંચારે હર્ષ પામશો.

કન્યાને સાસરે વધાઇ મોકલવી હોય તો લખાયછે કે અમારી દીકરી સૌ. બેન ફલાણીને અમુક વખતે પાઘડી બાંધનાર ભાણો સોંપડયોછે. મા દીકરાની તબિયત સારી છે જન્માક્ષર મંડાવેલા છે.

પોતાને ઘેરથી પ્રસવ થયાની વધામણી સ્ત્રીને પિયેર મોકલવાની હોય તો લખાય છે કે સૌ.ફલાણીને અમુક વખતે પાઘડી બાંધનાર દીકરો સોંપડયો છે તેઓ ખુશીમાં છે.

જો જમાઇ પંડેજ લખનાર હોય તો લખે છે કે અત્રે ઘરમાં અથવા અમુકની બ્હેનને છેડા છુટા થયા છે અમુક વખતે છોકરો સાંપડેલો છે. ફિકર કરશો નહિ તબિયત સારી છે.

## પુત્ર પ્રાપ્તી બદલ વેવાહીને વધામણીનો પત્ર.

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાશુભસ્થાને અનેક શુભોપમા લાયક શા શ્રી ૨ ઝવેરી જમનાદાસ મથુરાંદાસ. જોગશ્રી સુરતથી લી. મોતીલાલ પુરુષોત્તમદાસના જે શ્રીકૃષ્ણ વાંચજો જત અત્રે કુશળના છે તમારો પત્ર વાંચી સમાચાર જાણ્યા છે. બીજુ ગઈ કાલ રાતના એકને પાંચ મિનિટે અમારી દીકરી સૌ. કમળાને પાઘડી બાંધનાર દીકરો સાંપડ્યો છે. માદીકરાની તબિયત સારી છે. કંઈ ફિકર કરશો નહિ. કામકાજ લખજો જોઈતુ કરતું મંગાવજો. સં. ૧૯૪૮ના મહા શુદ ૫ ને વાર ગરેઉ દા. મગનલાલ માણેકલાલના જે ગોપાળ વાંચજો.

## મિત્રને પુત્ર પ્રાપ્તીની વધામણીનો પત્ર:

સ્વસ્તિશ્રી મુંબાઈ બંદરે મહાશુભસ્થાને પરમ પ્રિય મિત્રવર્ય શ્રી દામુભાઈ ડાહ્યાભાઈ જોગશ્રી અમદાવાદથી લી. મળવાને આતુર ગિરધરલાલ ભાણાભાઈના યથાયોગ્ય વાંચશો. જત અત્રે કુશળતા છે, આપને ત્યાં પણ તેમજ હશે. ઇશ્વર કૃપાથી ગઈ કાલ રાતના ચાર વાગે અમને પુત્ર રત્ન પ્રાપ્ત થયું છે તે વાત જાણીને આપને વધારે આનંદ થશે. મિત્ર મંડળથી આ વધામણીના સમાચાર કહેવાની તસ્દી લેશો. ઘરમાં મારી તરફથી ખબર પૂછશો. છોકરાંને આશીર્વાદ તા. ૨૫-૧-૯૨.

## સગપણ કર્યાની વધામણીનો પત્ર

શ્રી

સ્વસ્તિ શ્રી દેવગઢ બારિયા મહાશુભસ્થાને પરમવિવેકી શ્રી. ૨ ગાંધી. અમૃતલાલ વખતચંદ તથા જાદવજી વખતચંદ તથા મથુર વખતચંદ વગેરે જોગ શ્રી વાડાશિનોરથી લી. શા લલ્લુભાઈ જોઈતાદાસના જે જે શ્રીગોકુળેશ વાંચજો. જત અત્રે કુશળતા છે તમારી તરફનો પત્ર ઘણા દિવસથી નથી તો લખશો ચિ૰ ભાઈ છગનલાલ તથા ચુનીલાલ તથા કેશવલાલ વડોદરે છે. શ્રી ઠાકોરજી તથા સગાંવહાલાંના પુણ્ય પ્રતાપે ગઈકાલ ચિ. ભાઈ ચુનીલાલની સગાઈ પરા. ગિરધરલાલ પિતામ્બરની દીકરી ઉજમ સાથે થઈછે. કન્યા નવ વરસની, ગોરવરણી, ઉંચાકુળની અને ખોડ ખાંપણ વગરની છે તેથી વધારે ખુશી થવાનું છે હાલ શાહ. મોતીલાલ મોતીભાઈ તથા માસ્તર બાળકૃષ્ણ મનસુખરામ જોગ રતનજી મોદીની દુકાને પલ્લાનો અવેજ કબુલાવેલો છે. એ વિષે ભાઇ છગનલાલને ખબર આપી છે. વેવાઈ તરફથી લગ્ન લેવાની ઉતાવળ જણાય છે, તેનું નક્કી થશે એટલે જણાવીશું. સર્વે સગાંવહાલાંને જે શ્રીકૃષ્ણ કહેજો. કામકાજ લખજો. સ. ૧૯૪૬ના કારતગવદી ૧૪ દા છોટાલાલ મૂળજીના જે ગોપાળ વાંચજો.

## ભાગ ૧૨ મો. કંકોતરી વિષે.

લગ્નાદિ + ટાંણે કંકોતરી લખાય છે. પણ જેમની સાથે વધારે નિકટનો સંબંધ છે, તેમને કંકોતરી ઉપરાંત વિવેક અને આગ્રહ ભરેલો

+ શ્રીમંત, જનોઇ, અને ગંગાપૂજન વગેરે શુભ પ્રસંગે કંકોતરી લખાય છે.

પત્ર લખવાનો ધારો છે. કેટલેક ઠેકાણે કંકોત્રીને માટે ખાસ માણસ જાય છે. અને કંકોતરી લેનાર ગોરને જે જે દક્ષણા આપે છે તેની રજુ કરેલી નોંધ ઉપરથી મૂળ ધણી વ્યવહાર વાળવાનો દાખલો રાખે છે.

## જનોઈ દેવાની કંકોતરી.

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને સર્વોપમા લાયક ભટ છોટાલાલ નરભેરામ પ્રતિશ્રી વડોદરેથી લી. અધ્યારૂ ગવરીશંકર પ્રભાશંકરના નમસ્કાર વાંચવા. જત ઇશ્વિર કૃપાથી અમારે ઘેર ચિ. મણીધરને + ઉપવિત દેવાનું શુભ મુહુર્ત મહા સુદ ૫ ને વાર રવે તા ૨૨–૧–૯૩ એ નિરધાર્યું છે તે ઉપર સાથ + સર્વેને તેડીને પધારશો સં- ૧૯૪૯ ના માહા શુદ ૧ને બુધે દા ગંગાધરના નમસ્કાર.

## લગ્નની કંકોત્રીનો.

### * શ્રી ગણેશાયનમ:

સ્વસ્તિશ્રી પુણ્ય મહાશુભસ્થાને પુન્યારાધે તીર્થ સ્વરૂપ મામા મથુરભાઈ વખતચંદ જોગ શ્રી નડિયાદથી લી. આજ્ઞાધારક ચુનીલાલ

---

+ દક્ષણીમાં મૌંજીબંધન ઉપનયન કે વ્રતબંધન શબ્દ વાપરે છે. અને તેનો ઇષ્ટકાળ બતાવવાનો ચાલ છે. × કેટલાક સહકુટુંબ સહ પરિવાર અથવા મિત્ર મંડળ સહિત કુટુંબ પરિવાર સાથે પધારીને શોભામાં વધારો કરશો અથવા પધારીને કાર્ય સિદ્ધ કરાવશો કે આપના પધારવાથી કાર્ય સિદ્ધિ સારી રીતે થશે એમ લખે છે.

* હાલમાં છપાવવાની સોઇ હોવાથી ગણપતિનું ચિત્ર પણ પાડવામાં આવે છે. દક્ષણીમાં લગ્નની કંકોતરીમાં લખાય છે કે ઇશ્વર કૃપાથી કનિષ્ઠ વચટ કે જ્યેષ્ટ પુત્ર ચિ અમુકનો વિવાહ અથવા શરીર સંબંધ અમુકની કન્યા

લલ્લુભાઈના પાયે લાગુ વાંચશો. જત અત્રે ચિ. બહેન નર્મદાનાં શુભ લગ્ન સં. ૧૯૪૮ના ચૈત્ર શુદ ૫ને વાર બુધનાં નિરધાર્યાં છે તથા મંડપનું શુભ મુહર્ત સુદ ૨ નું છે તે ઉપર સાથ સર્વેને તેડીને વહેલા પધારજો. આપના આવવાથી મંડપની શોભા વધશે. સં. ૧૯૪૯ના ફાગણ વદ ૫. દા. કેશવલાલ લલ્લુભાઈના પ્રણામ વાંચજો.

## લગ્ન ટાણાનો પત્ર.

સ્વસ્તિશ્રી પુણા મહાશુભસ્થાને પુજ્યારાધે તીર્થ સ્વરૂપ મામા મથુરભાઇ વખતચંદ જોગ શ્રી નડિયાદથી લી. આજ્ઞાધારક શાહ ચુનીલાલ લલ્લુભાઈના પાયલાગુ વાંચશો. જત અત્રે કુશળતા છે. આપનો પત્ર આવ્યો તે વાંચી સમાચાર જાણ્યા છે. આ સાથે ચિ. બહેન નર્મદાના લગ્નની કંકોતરીઓ બીડીછે તે ગોરની મારફતે જેને તેને પહોંચડાવજો, અને તેમને મળેલી દક્ષણની યાદી કરાવજો. હવે લગ્નના દિવસ પાસે આવેલાછે. તમારા આવ્યાવગર ચાલશે નહિ. તમે નહિં આવો તો અમને આપવા લેવાના વ્યવહારમાં તથા કામકાજમાં ઘણી મુઝવણ થશે; માટે આ પત્ર દેખત કામથી પરવારીને જેમ બને તેમ તાકીદથી નીકળજો. સાથે ચિ. મોહનલાલ તથા મનસુખભાઇને તેડી લાવજો. આ બાબતમાં તીર્થ સ્વરૂપ મામા અમૃતલાલ વગેરે ઉપર પત્ર લખી મોકલેલો છે. બીજુ

---

( નામ ) શાથે અમુક ઠેકાણે ફલાણે દિવસે કરવાનો નિશ્ચય કરેલો છે તો આપ સહકુટુંબ સહ પરિવારથી પધારી મંડપને શોભા આપશો એવી આશા છે ઇ. અને કન્યાની કંકોતરીમાં લખાય છે કે ચિ- કન્યા ( નામ ) નો વિવાહ ફલાણે ઠેકાણે અમુકના જેષ્ટ અથવા કનિષ્ટ પુત્ર ( નામ ) સાથે ફલાણી મીતિએ કરવાને નિરધાર્યું છે. ૪૦

તમારે ત્યાંથી યાદી પ્રમાણે સામાન લેતા આવજો. તેનો હિસાબ અત્રે આવેથી સમજીશું. જરૂર જરૂર આવજો. સં. ૧૯૪૯ ના ફાગણ વદ ૫ ને વાર શુકરે. દા. પોતે.

## ભાગ ૧૩ મો. માઠી ખબરના પત્રો વિષે.

દુનિયામાં નામ તેનો નાશછે. મોતની જાળમાં ફસાયલો પ્રાણી પાછો આવતો નથી માટે 'મરણુસમાન શોક નથી' એમ કહેછે. જે પત્રથી મરણના સમાચાર મળેછે તે પત્રને ૧ **માઠીખબરનો** પત્ર કહે છે.

મરણના પત્રને શીરનામે '**પત્રઅશુભછે**' એમ લખાય છે. કેટલાક તો એવા પત્રોમાં શ્રી અથવા શ્રીરા વગેરે જે નિશાનીઓ મંગળવાચકછે. તે, તથા કુશળતાની વાત પણ લખતા નથી એવા પત્રોમાં મરનારનું નામ, દેહાંતનો સમય, તથા કારણ અને સમાધાનકારક ચાર શબ્દો લખવાનો વહિવટ છે. જો વૃદ્ધનું મરણ હોય તો દિવસઉપર આવવાની સુચના પણ તેજ પત્રમાં થઇશકે છે. [ જુઓ કાળોતરીના નમુના ]

મરનારને માટે લખાણમાં બહુમાનવાચક શબ્દો વપરાયછે જેમકે ગુજરી ગયા છે,' દેવલોક પામ્યા છે,' 'વૈકુંઠવાસ કર્યોછે,' 'સ્વર્ગ' વાસી થયાછે,' કૈલાસ પધાર્યા છે,' ગોસ્વામિને 'લીલા વિસ્તારી છે અને રાજાઓને ' પડ્યા છે' એમ લખે છે.

## બાળકની કાળોતરી-

સ્વતિશ્રી જામનગર મધે જાની પ્રભાશંકર દેવશંકર જોગ શ્રી

---

૧ જ્યાં ટપાલની સગવડ નથી. અથવા નજીકનાં ગામહોયછે; ત્યાં અને રાજ દરબારમાં ખેપિયા (ભગિયા)મારફતે કાળોતરી પહોચાડવામાંઆવેછે.

અમદાવાદથી લી. દવે મહાશંકર જેઇતારામના નમસ્કાર વાંચજો. જત અમારો દીકરો ચકાલાલ પોષ વદી. ૮ ને વાર ગરેકે રાતના નવ વાગે ગુજરી ગયોછે. તે ઘણું માઠું થયુંછે. પણ ઇશ્વરને ગમ્યું તે ખરૂ તેમાં આપણો ઇલાજ નથી સં. ૧૯૮૯ ના પોષવદી. ૯ ને વાર શુક્ર

## મોટાની કાગોતરી

ઇડર મધ્યે ભાઇ દામોદરદાસ ઘહેલાભાઇ. જોગશ્રી ગોધરેથી લી. ત્રવાડી બાળકૃષ્ણ મનસુખરામ. જત અત્રે તમારાભાઇ નાથજી ઘહેલા ભાઇ પાંડુરોગના આજારથી કારતગ વદ ૬ ને રોજ સવારના નવવાગે દેવલોક પામ્યાછે. તે ઘણી માઠી વાત થઇછે. પણ ઇશ્વર સત્તા આગળ આપણો ઇલાજ નથી સ. ૧૯૮૯ ના કારતક વદ. ૭

## ભાગ ૧૪ મો દિલાસાનાં પત્ર વિષે.

શોકમાં ભાગ લેવાને જાયછે તેને દુઃખવટે અથવા કાણે ગયા કહેછે તેઓ શોકાતુરને પ્રસંગાનુસાર દાખલાથી ધારજ દેછે. પણ જેઓ જઇ શકતા નથી તેઓ મરનારના કુંટુબને દિલાસો મળવા જે પત્ર લખેછે તેને દિલાસા પત્ર કહેછે. મરનાર બાળક. જુવાન. વૃદ્ધ. નિર્વંશ કે પનોતું, અને પુત્ર કે કન્યા અવસ્થામાં હતું, એ વગેરે બાબતનો તથા તેની લાયકીનો વિચાર કરી દિલાસાનો પત્ર લખવામાં આવેછે.

દિલાસાના પત્રમાં મરનારના વિયોગથી થતો ખેદ, તેમની લાયકીનું વર્ણન અને તેમના કુટુંબને સમાધાન માટે ઉપદેશ લખવામાં આવેછે.

# દિલાસાનો પત્ર.

ચિતણિયાશેરી. વડોદરા તા-(        )

પરમ શુભસ્થેક ત્રવાડી દામોદરદાસ ઘહેલાભાઇ.—

ઈડર.

વિ. વિ. આપનો પત્ર વાંચી ઘણો ખેદ થયો. તેઓ જાતે ઉદ્યોગી સાહસિક હિંમતવાન અને ઘણા માયાળુ હતા. જે જે ઠેકાણે તેમણે નોકરી કરી, તેતે ઠેકાણે લોકોની પ્રીતિ સારી મેળવીછે. તેમના સ્વર્ગ વાસ્થી શોકઉત્પન થાયછે પણ તે વાત કોઇના હાથમાં નથી. તમે તો સમજુ છો. એ બાબતમાં તમને વધારે લખવું પડે તેમ નથી. મારાથી અવાશે, તો હું દસમા ઉપર આવીશ. લી. મહેતા મણીલાલ મૂલજીના નમસ્કાર.

# મિત્રને દિલાસા પત્ર.

પરમપ્રિયભાઈ મણીલાલ મૂળજી મહેતા—વડોદરા,

વિ.કે. આપનોપત્રવાંચી વધારે ખેદ પામ્યો સૌ.સદા જેવી સુઘડ અને સદગુણી સ્ત્રી ઘેર ઘેર નીપજવી દુર્લભ છે.દુનિયામાં યુવાવસ્થામાં ઘર ભાગે તેના જેવું એકે દુઃખ નથી, પરંતુ તેમાં આપણો ઇલાજ ચાલે તેવું છેજ નહિ. એ વાત ઇશ્વિર સત્તામાં રહેલી છે. સુખ દુઃખ માણસને માથે હોયછે માટે જે કષ્ટ પડે તે હરીચ્છા માની સહેવું જોઇએ. મેં સાંભળ્યું છે કે તમે ઘણોજ શોક કરોછો. કોઇ રીતે શાન્તિ પકડતા નથી તો એ વાત સારી નથી. દુનિયામાં સ્ત્રીજાત મળતી વસ્તુ છે. કાલે સવારે તમારા દુઃખના દિવસ વહીજશે. હુ તમને એક અગત્યની વાત આ વખતે જણાવું છું તે ધ્યાન દઇને વાચશો—

એક માણસ પોતાનાં માતાપિતા અને કુટુંબપરિવાર સહિત સમુદ્ર માર્ગે પરદેશ જવા નીકળ્યો. રસ્તામાં ભારે તોફાન થવાથી વહાણ ભાગ્યું,

એટલે તે ગભરાયો. થોડી વારમાં જુવાન છોકરો અને સ્ત્રી લાસગયાં. તેથી તે ડગ્યો નહિં.અને જ્યારે માબાપનો વિયોગ થયો ત્યારે ધીરજ છોડી આ-ક્રંદ કરવા માડયું પણ તેમા વળે શું? ઇશ્વરે તેને આવા દુઃખમાં મદદકરી એક પાટિયુંહાથ લાગવાથી તે પોતે બચીને કિનાર આવ્યો. પછી પોતાને દેશ ગયો ત્યાં ફરીને લગ્ન કર્યું તેમાં તેને પહેલાંના જેવું સંસારસુખ મળ્યું. એ ઉપરથી સાર એટલોજ છે, કે દુનિઆમાં સ્ત્રી જાત મળતી વસ્તુછે. તેનો ઠામ પુરી શકાય છે. જોકે ગયું પ્રેમી માણસ મળશે કે નહિ એવાત શક ભરેલી છે અને તેવો પ્રસંગ આવે પસ્તાવાનું કારણ મળે છે તોપણ તેથી છેક નિરાશ થવું જોઇએ નહિ, કેમકે તે પૂર્વના સંસ્કાર પ્રમાણે મળી આવેછે. માતપિતા દુર્લભ વસ્તુ છે, તેમનો બદલો કોઇ વાળી શકે તેમ નથી. તમારે માથે તે છત્ર છે હદથી વધારે શોક કરીને અમર્યાદ થવું સારૂં નથી. ઘરમાં બેશી રહેવાથી એ વસ્તુ વધારે યાદ આવશે, માટે જેમ બને તેમ નવરા બેસી રહેવું નહિ. કામ ધંધામાં ચિત્ત પરોવી મન વશ રાખવું. તમારા જેવા સજ્જનને હું શું લખુ? મને આશાછે કે મિત્રતા યાદ લાવીને પ્રત્યુત્તર લખશો. તા. ૧ ૧ ૮૧

લી. શુભેચ્છક મોરારજી નારણજી.

માબાપના દિલાસાપત્રમાં—જગતમાં માબાપ જેવું કોઈ ઉપકારી નથી, પણ આવરદાની દોરી ખુટે ત્યાં આપણો ઇલાજ નહિ, આજના સમયે તમને મૂકીને ગયાં તેસારૂં થયુછે તમે તેમની આબરૂ પ્રમાણે ઉત્તર ક્રિયા કરશો. અને તેમના આત્માને અક્ષય સુખ મળે એવું પ્રભુ પાસે માગશો.

જુવાનના દિલાસા પત્રમાં—પૂર્વના સંસ્કાર પ્રમાણે સૌ આવીમળેલુ હોયછે તમારે અને તેમને જ્યાં સુધી સંબંધ હતો ત્યાં સુધી તે તમારી-

પાસે રહ્યા. વધારે શોક કરવાથી શરીરને હાની પહોંચશે. તમે એવા ઘણા દાખલા જોયલાછે આવા પ્રસગે માણસે ધીરજ રાખવાનીછે. જો તમે કઠણ નહિ થાઓ તો ઘરમા સો ગભરાઇ જશે.

# ભાગ ૧૫ મો. પરચુરણ પત્રો.

## ઉત્તેજન માટે ભલામણ પત્ર.

સ્વસ્તિશ્રી પુણા મહાશુભસ્થાને પરમશુભેચ્છક ગાંધી ભોગીલાલ ભીખાભાઇ જોગશ્રી ઉમરેઠથી લી. ગાધી મોહનલાલ અમૃતલાલના જે ગોપાળ વાંચજો. જત અત્રેથી પરી, મૂળજી મોહનલાલને રોજગાર માટે પુણે મોકલ્યા છે. તેમને સારી રીતે ઠેકાણે પાડશો. અમને તમારો પાકો ભરોંસો છે આપનો વારંવાર ખપ પડ્યાથી અમે ઘણી તસ્દી આપીએ છીએ, અને આપ તેને માટે શ્રમ લોછો તે ઉપકારનો બદલો અમે વાળી શકવાના નથી. જગતમાં તમારા જેવા મિત્ર નહિજ થાય. આપ એક વખત અત્રે પધારી અમારૂ ઘર પાવન કરશો. હવે શરદ પુનમ પાસે આવેલી છે, તો શ્રીડાકોરજીને બહાને પણ પધારવાનું કરશો. મૂળજી પારેખને સારે ઠેકાણે લગાડશો એવી ઉમેદછે. તે ગરીબ માણસછે. ઠેકાણે પડી રોજગાર મેળવશે તો આપના હકમાં દુવા દેશે. અત્રે દુકાન સારી સ્થિતિમાંછે. એક વખત દર્શનનો લાભ આપશો. પત્રનો ઉત્તર જરૂર લખશો. સં.૧૯૪૯ ના ભારદવા વદ. ૪ ને વાર શોમે.

## આડે માર્ગે જતાને અટકાવવાનો પત્ર.

સ્વસ્તિશ્રી પુણા મધે રાજેશ્રી મૂળજી મોહનલાલ જોગશ્રી પડાળથી લી. શાહ કેશવલાલ જેઠાભાઇના જેગોપાળ વાંચજો. જત અત્રે કુશળતા

છે, તમારો પત્ર નથી તે ઠીક નહિ પરદેશમાં જઇને પત્ર લખવાનું આળસ કરવું નહિ. તમને ઉમરેઠથી ભલામણ અપાવી પુણે મોકલ્યા, પણ ત્યાં તમે ચિત્ત લગાડીને સારૂ કામ કરતા નથી એવું સાંભળ્યુ છે જ્યાં શેર જુવાર મળે ત્યાં વતનછે એમ માનવું જોઇએ, અને ત્યાં ખરા અંતઃકરણથી ધણીનું કામ કરવું જોઇએ. કામ કરવામાં કાચરાઇ કરશો, તો તમારૂ બગડશે. તમારા શેઠે બે ત્રણ વખત ઠપકો દીધ છતાં તમે પોતાની ચાલ સુધારતા નથી તે વાત જાણીને અમે ઘણા દલગીર થયા છીએ. તમારી બાબતમાં ભોગીલાલ ગાંધીએ ઉમરેઠ તરફ ઘણો ઠપકો લખેલો છે. પણ હવે સારૂ કામ નહિ કરશો તો માઠુ પરિણામ ભોગવવું પડશે. કારણ કે તમારા શેઠ ઘણા ગુસ્સે થયેલા છે. તેથી ફરી ફરીને તમારા ગુન્હા સાંખશે નહિ. અને તેબાબતમાં અમારાથી હવે પછી કંઇપણ લખી શકાશે નહિ કારણકે તેમાં તમારો વાંક છે, માટે હવેથી સંભાળીને ચાલશો તો તમો સુખી થશો. તમારે નક્કી સમજવું કે દુનિયામાં ચડતી પડતી પોતાની કરણી ઉપર આધાર રાખે છે. વનો વેરીને વશ કરે છે, અને કામ કરેછે તે કામણ કરેછે. માટે તમારે પોતાના ઉપરીનું મનરંજન થાય તેમ ચાલવુ. તેથી ભવિષમા સુખી થવાનો સંભવ છે. સં ૧૯૪૯ નામાગસરશુદ ૨ ગરેઉ દા. નરોતમ માણેકલાલ ગાંધીના જે ગોપાળ વાંચજો.

## નાતિ સુધારા વિષે.

સ્વસ્તિશ્રી નડિયાદ મહાશુભસ્થાને શુભોપમા લાયક શ્રી ૫ દેસાઇ હરીદાસ વિહારીદાસ જોગ શ્રી વડોદરેથી લી. પટેલ દામોદરદાસ અમથાભાઇના + જેશ્રીકૃષ્ણ વાંચજો. જત અત્રે કુશળતા છે. આપની તરફના સમાચાર લખશો. બીજું લખવા કારણ એ છે જે, પાટીદારની

+ગામડામાં જે શ્રીકૃષ્ણને બદલે રામરામ વાપરે છે.

નાતમાં આપ તો કેળવાયલા આગેવાન ગૃહસ્થ છો. નાતમાં કન્યાપરણા-વતાં, વળાવતાં અને મરનારની ઉત્તરક્રિયામાં મહાભારથ ખરચ કરવાનો હોવાથી ઘણા ખરા લોકો તદન બેશીજવા લાગ્યા છે. વળી જેઓ ઠીક છે તે પણ આખરે તેવા થશે, માટે તે સંબંધે કંઇ વિચાર કરી ખરચની હદ બંધાયતો લોકોને તણાવું પડે નહિ, અને કરજદાર થયેલા ભાઇઓને તરવાનો પ્રસંગ મળી શકે. નાતના અસહ્ય બોજાને લીધે કેટલાકને તમાચો મારીને પણ મોં લાલ રાખવું પડે છે અમારા જેવા સાધારણ માણસો એ વાત ઉપાડશે તો તેને ઘણા ખરા હસી કાઢશે. અને જોઇએ એવો બંદોબસ્ત કરવા જતા ઉલટા પડી કહેશે કે ઘરમાં સીધાં પાણી ખુટયાં એટલે સુધારો કરવા નીકળ્યા ! પરંતુ આપ જેવા પ્રતિષ્ઠિત પુરૂષો એકામ ઉપાડી લેશો તો એ વાત વધારે વજનદાર થઇ પડશે. વળી આપણા કુળ ધંધામાં પણ વિશેષ સુધારો વધારો કરવા જેવી ઘટતી તજવીજ થવી જોઇએ. હાલ ઘણા ખરા સાધારણ અભ્યાસ કરેછે, અને કુળ ધંધો કરવામાં એબ ભરેલુ સમજી સરકારની છેક નજીવી નોકરી પંસદ કરે છે તેથી અંતે ભારે હાની થવાનો ભય રહે છે. વળી વતન છોડી પરદેશ જવાને પાછા હટે છે, અને વડીલોપાર્જીત જમીનનો ભાગે પડતો ભોગવટો કરવામાં ગુંથાઇ રહે છે: તેથી કેટલાક કુંટુબમાં તો જમીનના એવા નાના હિસ્સા થઇ ગયા છે કે હવેની પ્રજાને માટે તેના વિભાગ કરવા હોયતો થઇ શકેજ નહિ. ટુંકામાં એટલુંજ કે નાતિ સુધારા માટે આપ જેવા શ્રીમંત આગેવાનોએ ધ્યાન આપવું જોઇએ. છોકરાને વિદ્યાનો સંસ્કાર થાય તેની સાથે ધંધા હુન્નરની કેળવણી મળે, અને આપણો જુનો ધંધો વધારે તેજ થાય તેમ કરવામાં આગળ પડે એવી તજવીજ કરવી જોઇએ. નાતનાં આણાં પીઆણાના વટવ્યવહાર, નાતિ ભોજનનો કર, અને વરનું ગજવુ

એ ત્રણ વાતોપર પુરેપુરૂં લક્ષ દેવાની જરૂર છે. જો એ કામમાં તમારા જેવા માણસ અગ્રેસર થશે તો તે કામ પાર પડશે, અને તેથી તમારી કીર્તિમાં વધારો થશે. કામ સેવા ફરમાવશો. મીતિ સં ૧૯૪૯ ના પોષ શુદ ૨.

## મિત્રને પત્ર ( બાળ લગ્ન નિષેધ. )

સ્વસ્તિશ્રી મહેમદાવાદ મહાસુભસ્થાને પરમ પ્રિય, ગુણનિધાન, શ્રી. ૩ મહેતા મણીલાલમૂળજી જોગશ્રી નડિયાદથી લી. સ્નેહાંકિત. ગાંધી ચુનીલાલ મૂળજીનાં જેશ્રી કૃષ્ણ વાંચજો. અત્ર કુશળતાછે સરસ્વતિરૂપ ચંચળ તથા ચિ. હીરાનાં લગ્ન લેવા બાબતનો પત્ર પહોચ્યો. પણ મારા વિચારમાં તેમ નથી. સાતવરસની કન્યાનું સગપણ કરી તેનાં લગ્નકરી નાખવાં સાહસ ભરેલું છે. લાયક વરની અછત હોય તો તેનું સગપણ કરી રાખવું, અને અગિયારમે વર્ષે તેને કન્યાદાન દેવું. માબાપ તો દલાલ છે, તેમણે જોઇ વિચારીને પગલું ભરવું. છોકરી કરતાં પાંચ સાતવર્ષે મોટો, બુદ્ધિમાં ચંચળ, અને રૂપવાન છોકરો પસંદ કરવો. માત્ર છોકરાની પરીક્ષા તજીને તેના માબાપની મોટાઇ તરફ જોવું નહિ. મોટી ઉમરની છોકરી થયા પછી લાયક વર મળવામાં હરકત આવતી હોય તો નાનપણમાં તેનું કોઇ ઠેકાણે સાંધીરાખવું તે ઠીકછે પણ તેનું લગ્ન તો અગિયારમે વર્ષેજ કરી લેવાનો વિચાર રાખવો.

કૂળવાનના છોકરા ઘોડિયામાંથી ઝડપાય છે તેપ્રમાણે તમારા દીકરાનો વિવાહ થયોછે, પણ તેની દશ વરસની ઉમરમાં લગ્ન કરવું બરાબર નથી. હું તો તેના સગપણ વખતેજ આડે આવનાર હતો. પણ તમારી ઇચ્છા વધારે હોવાથી કંઇ બોલ્યો નહોતો. લગ્નની ગાંઠ કોને કહેવી, અને સ્ત્રી તથા પુરૂષ તે શીવસ્તુ છે એ વિષે કંઇ પણ બા-

ળક સમજતાં નથી. સરખી વયનાં કે કજોડ વરકન્યાથી આગળજતાં કેવો ભવાડો થાય છે, તથા તેની પ્રજા કેટલી કોવત રહિત હોયછે તે વાત અજાણી રહી નથી. તમે હાલમાં લગ્ન કરશો તો વધારે ખરચમાં આવી પડશો. કદાપિ તાણી તુશીને કરવા જશો તો પાછળથી પસ્તાશો, માટે અમારી સલાહ પર વારંવાર વિચાર કરજ્યો. પ્રીતિ લોભ રાખશો. ઘર-માંથી સૌને જેશ્રીકૃષ્ણ કહ્યા છે છોકરાને આશીર્વાદ. કામકાજ લખજ્યો. જોઇતું કરતું મગાવજ્યો સં. ૧૯૪૧ ના માગશર સુદ. ૨ રવેઉ

## રસાદિ પત્રો વિષે.

રસ નવ છે સૃંગાર, હાસ્ય, કરૂણા, રૌદ્ર. વીર, બિભત્સ. ભયાનક અદ્‌ભુત અને શાન્તરસ. જો લેખક કુશળ હોયતો સામાના મનપર હરકોઈ રસ વિષે પુરે પુરી છાપ પાડી શકેછે જુદા જુદા પ્રસંગે જુદા જુદા રસનો દેખાવ માલુમ પડે છે.

૧ સ્ત્રી પુરષની પ્રીતિનું વર્ણન અને કોઈ પ્રકારની શોભાને દેખાવ, એટલે જે વર્ણન સાંભળતાં પ્રીતિ ઉપજે અથવા જેમાં પ્રીતિનું વર્ણન હોય તેવર્ણન **સૃંગાર** રસ કહેવાયછે.

૨ પૃથ્વી ઉપર અભિમાની—બળવાન મનુષ્ય એકાદ યુકિતવાન દુર્બળથી પણ પરાજીત થાયછે. તે; અતિ કૃપણનું સંચિત ધન તેણે પોતાની હયાતિમાં કેવી રીતે મેળવ્યુ હોયછે તે; સમયોચિત ભાટ કે મસ્કરાની વાણી; બુધ્ધિનું અતિ સ્થૂળપણું; વાગ્દોષ અને કોઈની ફજેતી, વગેરે બાબતનું વર્ણન **હાસ્યરસમાં** આવી શકેછે.

૩ કોઇના દુઃખનું, વર્ણન સાંભળતાં દુઃખ ત્રાસ અથવા શોકથી દયા ઉત્પન્ન કરનારી વાત **કરૂણા** રસમાં સમાવી શકાય છે, ( જુઓનમુનો )

૪. સામા માણુસ ઉપર ઉત્પન્ન થયેલા ક્રોધનું વર્ણન રૌદ્રરસમાં આવી શકેછે.

૫. જુસ્સો, ઉત્સાહ કે હિંમત આપવા અપાવવા સંબંધી વર્ણનમાં **વીરરસ** આવી શકે છે. યુધ્ધને પ્રસંગે સ્વભાવિક રીતે વીરરસ ઉત્પન્ન થાય છે. ટુંકામાં એટલુંજ કે જેમાં પાણી ચઢે છે તે વીરરસનું લક્ષણ છે.

૬. યુધ્ધ થઇ ગયા બાદ તે ભૂમિનો દેખાવ, જેવો કે ધડ, માથાં, અવયવો; લોહી, માંસ વગેરે ગંદકી; કાદવ—કીચડ, દુર્ગંધ વગેરે અણગમતી અને અકળામણ આવે એવી બાબતોનું વર્ણન અર્થાત્ કોઇના અવગુણ કે કોઇની નિંદાનું વર્ણન **બીભસ્ત** રસમાં આવી શકે છે.

૭ વન પ્રદેશમાં દાવાનળ, ઝાડીમાં રાત્રી પડવી, પડોશમાં થતા સર્પાદિક શબ્દ, સ્મશાન વગેરે જગામાં અગ્નિના અકસ્માત્ ભડકા, ધરતીકંપ, ધાડ, કોલેરા, ચોર. પર્વત ફાટવો, જુવાન સ્ત્રીપુરૂષની કે સુવાવડી સ્ત્રીની મરણ વેળાની આકૃતિ, ઉન્મત્તનો પ્રસંગ, ઉપરીનો બળાત્કાર વગેરે ભયના પ્રસંગમાં **ભયાનક** રસ લાવી શકાય છે.

૮ ઇશ્વિર કૃપાથી કિંવા દૈવ કોપથી નવાઇ થાય, વિદ્વાનને છેક ઘેલછા ઉત્પન્ન થાવ, મા દીકરાને મારી નાખે, શરીરપર થઇ ચાલ્યો ગયા છતાં સર્પ કરડે નહિ. વાઘપર હાથ ફેરવ્યા છતાં કાંઇ થાય નહિ, અગ્નિમાં પ્રવેશ કરતાં પણ બળે નહિં, વગેરે એટલે સૃષ્ટીના ધર્મથી વિરૂદ્ધાચરણ અદ્દભૂત રસમાં આવી શકેછે.

૯ વિષયોનો ત્યાગ, અથવા અરૂચી, સંત સમાગમ, ઇશ્વરી ચિંતા સંસારમાં સાર બુદ્ધિ, પ્રત્યેક વસ્તુમાં ગુણ જોઈ કર્ત્તાની સ્તુતિ કરવી

વગેરે જેથી તલ્લિનતા થાય તેવું; અર્થાત્ નીતિનું કે ઉપદેશનું વર્ણન શાન્ત રસમાં સમાયછે જેમકે—

## ગુરૂને શિષ્યનો પત્ર.

કૃપાસિંધો! જે અનુગ્રહ આપે કર્યોછે, તેનો અનુભવ કરતાં આ નિરસ વિષય વાસના દૂર થાયછે. આપે મ્હારા જેવા ક્ષુદ્રપર કૃપાકરી એથીજ કૃત કૃત્ય થયોછું. પ્રભો! આ લાભ મહત્ પુણ્ય રાશીનો પરિપાકછે. આપ જેવા દયાળુ પુરૂષ પૃથ્વીપર નહોત, તો યમરાજાને ત્યાં નર્કમાં જગા પણ ન રહેત અને પૃથ્વી પણ પાપ ભાર સહન ન કરી શકત. ઇશ્વર ધર્મ રક્ષા માટે અવતાર ધરેછે એ નિઃશસય છે આપના તત્વ બોધથી મ્હારાં સર્વ કૂળ ઉધ્ધત્યાંથયાંછે. આપના પદ પદ્મની રજનો આ કિંકર પ્રત્યક્ષ દર્શનની આકાંક્ષા રાખેછે તેને માટે કૃપા કરશો. જો આપની અનુજ્ઞા હોય તો આપની પાસે આવું. ઐહિક અશાશ્વતપર મને હવે પ્હેલાં જેવો મોહ નથી, લી દાસાનુદાસ (      ) ના શીર સાષ્ટાંગ પ્રણામ.

## વર્તમાન પત્રના પત્રો વિષે.

વર્તમાન પત્રથી અનેક ફાયદા થાય છે. ચાલતી રૂઢીમા સુધારો વધારો કરવો હોય તો રાજા પ્રજાનું સંપૂર્ણ ધ્યાન ખેંચનાર તે છે. તે વિદ્વાનોની ઢાલ છે. સુધારાનું હથિયાર છે, અને હરકોઈ વાત ત્વરાથી બહાર પાડવાનું અમુલ્ય યંત્ર પણ તેજ છે. એનો શોખ સુધરેલી પ્રજામાં અતિશય હોય છે તેના વાંચન શોખથી માણસનું મન પ્રૌઢ, ગંભીર, ટેકી અને સાર વસ્તુને ગૃહણ કરનારૂ થઇ શકે છે. માટે દરેકે વર્તમાન પત્ર વાંચવાં જોઇએ, તથા દેશ હિતને માટે તેના લખાણુમાં ભાગ લેવો જોઇએ

વર્તમાન પત્ર સાથેના પત્રોના ચાર ભાગ થઇ શકેછે. (૧) સ્વતંત્ર

વિચારનો પત્ર. ( ૨ ) સાર્વજનિક બાબતની નોંધ. ( ૩ ) સમાચાર પત્ર ( ૪ ) ચર્ચા પત્ર. તે પૈકી છેવટના બે નમુના આપ્યા છે.

## સમાચાર પત્ર.

વડોદરા તા. ૧૧-૧૨-૯૨

**ઋતુ**—હવા ઠીક છે. લોકોની સુખાકારી સારી છે.

**રૈયતની ધામધુમ**—શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ યુરોપના પ્રવાસથી પધારવાના છે. ઘણું કરીને તેઓ નામદાર જાનેવારી સ. ૧૮૯૩ ની બીજી તારીખે રાજધાનીમાં પધારશે. તેમના વિયોગથી વ્યાકુલ બનેલી પ્રજા દર્શનને માટે વધારે અધીરીછે. તે પોતાનો પ્રજાભાવ પ્રદર્શિત કરવાને નાના પ્રકારની તૈયારીઓ કરેછે.

**કમિશન**—કેળવણીના સુધારા વધારા સંબંધી તપાસનું કામ ચાલુ માસ આખરે પુરૂ થશે. હાલ તેઓ એકંદર હેવાલ તૈયાર કરેછે. તે પ્રગટ થશે એમ સંભળાય છે.

**ફરજીયાત કેળવણી**—શ્રીમંત ગાયકવાડ સરકાર સ્વરાજ્યમાં ફરજીયાત કેળવણી દાખલ કરવા માગેછે. અને તે બાબત વિદ્વાન મંડળના અભિપ્રાય પણ માગેલાછે, તેને માટે રા. બા. કાંટાવાળા વધારે ઉત્સુક છે. એટલુંતો નક્કી જ છે. કે કેળવણીના સંબંધમાં હાલના પ્રધાન મંડળનું તથા મહારાજાશ્રીનું વલણ ઘણુંજ છે.

**કલાભવન**—કલાભવનનું કામ જોરમાં છે તે શાળાને અંગે રાખેલું સંગ્રહસ્થાન તથા ચાલતું કામહરકોઈ માણુસને ધ્યાનથી જોવા લાયક છે.

**લક્ષ્મીવિલાસ**—રાજમહેલ જોવાને મળતા પાસ બંધ થયાછે કેમકે તેમાં મહારાજા સાહેબને રહેવા માટે સોઇ થાયછે.

## ચર્ચા પત્ર.

સત્યસોધક અધિપતી સાહેબ.

વિનંતીકે આપના ગયા અંકમાં પુસ્તકો પટાવી લેનાર વિષે જેમ ચર્ચા થઇ હતી. તેમ નવા ઉત્પન્ન થતા ગ્રંથકારો ઉપર પણ ટીકા કરવાની વધારે અગત્યતા છે એમ જાણીને હું ચાર શબ્દો લખી મોકલુંછું. તો તે આપના માનવંતા વર્ત્તમાન પત્રમાં પ્રગટ કરશો એવી આશા છે.

હાલમાં ગ્રંથકર્ત્તા થવાનો પવન ફેલાગો છે, પણ તેમાં પોતાની શક્તિનો વિચાર કરે, એવા ઘણાજ થોડા હશે. પોતાને હાથ લીધેલા વિષયનું સંપૂર્ણ જ્ઞાન ન હોય, તો તે વિષયને સાનુકુળ ગ્રંથોમાંથી જરૂરી બાબતોનો ઉતારો કરીને પણ ગ્રંથકાર થવું; તેથીજ મોટું માનછે એમ કેટલાક સમજે છે. આ ચેપ અજ્ઞાન અથવા અધકચરા વર્ગમાંજ છે એમ નહિ પણ વિદ્વાન વર્ગમાં ગણાતા ગૃહસ્થોને લાગ્યો છે. બીજાનો છપોક ઉતારો લીધા છતાં તેમનો ઉપકાર નહિ માનતાં, એટલે સુધી દંભિકપણું જણાવે છે કે જાણે પોતેજ એના સંપૂર્ણ જ્ઞાતા ઉત્પન્ન થયા હોય. આ કેવી શરમની વાત છે? આપ અને બીજા વર્ત્તમાન પત્રના અધિપતિ એવી બાબતપર ખાસ ધ્યાન આપશો એવી ઉમેદ છે. હાલ નમુનાને માટે હું બે ગ્રંથકારનાં પુસ્તકો પદરના ખરચે મોકલાવું છું તેમાં હેતુ એટલોજ છે કે સારાઓને ઉત્તેજન મળે અને નકલ કરનારાઓને પસ્તાવો થાય તા. ૨૧–૧૨–૯૨

## બેસતાવર્ષે લખાતાપત્રો.

### વેપારીનોપત્ર.

સ્વસ્તિશ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને શા શ્રી ૫. ધરી ચુનીલાલ.

લલ્લુભાઈ જોગ શ્રી ગોધરેથી લી. પરી. ગીરધરલાલ પિતાંબરદાસના જે ગોપાળ વાંચજો. જત સમાચાર ૧ જાણજો. અત્રે ગોરસ સમયે શ્રી× સારદા પૂજન રૂડી રીતે કર્યુંછે. તમે પણ આનંદથી કર્યું હશે. જવાબ આવેથી જાણીશું. દેશાવરનાભાવની વિગત—×૧૭ મુંબઇના ૧૬ાા= અમદાવાદના ૧૬ાા= પોળિયાંના. કામ કાજ લખજો. સં- ૧૯૪૯ ના કારતક શુદ ૧ હીરાલાલ છોટાલાલના જે ગોપાળ વાંચજો.

## * સાધારણ લોકમાં લખાતો પત્ર.

પ્રિયભાઇ પુરૂષોતમ કહાનજી ગાંધી. અમદાવાદ.

વિ. વિ. અત્રે ઇશ્વર કૃપાથી આનંદભેર દિવાળી કરી છે. તમારે ત્યાં પણ થઇ હશે. હવે નવા વર્ષમાં પણ આપણને શ્રી પ્રભુ સારી રીતે સુખી રાખી સુજશ આપે એવી પ્રાર્થના છે. તમારા તરફના સમાચાર જણાવશો. લી. કૃપાશંકર દોલતરામના આશીર્વાદ

## જૈનમાં ક્ષમા ક્ષમા વનને માટે લખાતો પત્ર.

સ્વસ્તિશ્રી પાર્શ્વજિન પ્રણમ્ય વડોદરા મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે. ઊત્તમોત્તમ સુશ્રાવક શ્રીદેવગુરૂભક્તિકારક શ્રીજીન આજ્ઞાધારક જીવ દયા પ્રતિપાલક શાસનો ઘોતકારાદિ અનેક શુભોપમા લાયક ઝવેરી. કેશવલાલ ધરમચંદ યોગ્ય શ્રી મુંબાઇબંદરથી લી. શા નેમચંદ ખેમચંદનાઘણુ

---

× ધનતેરસને દિવસે લક્ષ્મી પૂજન કર્યું. હોય તો તેને માટે પણ એજ રીતે પત્ર લખાય છે. વળી પોતાના ખાતાના હિસાબ ખીડવાની સૂચના પણ છત્રટ કરવામાં આવેછે × સરાફલોક હુંડી અને નાણું ફેરફારના ભાવ લખેછે અને બીજા વેપારીઓ પોતાને જરૂરની વસ્તુઓના ભાવ લખેછે. બધા લોકમાં એ રિવાજ નથી.

સ્નેહ પૂર્વક પ્રણામ વાંચજોજી. અપરંચ આંહી જૈનધર્મના પ્રાસાદથી કુશલ મંગલ વર્ત્તેછે, આપના કુશલમંગલની સર્વદા ચાહના રાખીએછીએ

વિશેષ લખવાનું કે અત્રે પરમ તીર્થંકર શ્રીમહાવીર સ્વામીના નિર્વાણથી (      ) મા સંવત્સરને વિષે સર્વ પર્વાધિરાજ મહા મંગલકારી શ્રીપર્યુષણ પર્વનું આરાધન અત્યાનંદપૂર્વક નિર્વિઘ્નપણે પૂર્ણ થયુંછે. એ સર્વોત્તમ પર્વને વિષે સાંપ્રત સમયાનુસાર તપ, જપ, વ્રત. પચ્ચખ્ખાંણ, પોસહ. પરિક્રમણ, પૂજા, પ્રભાવના, સાહમીવાત્સલ, શાસ્ત્રશ્રવણ, દેવયાત્રા, ગુરૂયાત્રાદિ અનેક પ્રકારના ધર્મકૃત્યો ઘણા સજ્જનોએ રૂડી રીતથી કર્યાછે. તેથી ધર્મનો ઉદ્યોત ઘણો સારો થયો છે. મેં પણ યથા શક્તિ વ્રત પચ્ચખ્ખાણાદિકે પર્વારાધન કરી મીતિ ભાદરવા શુદી ૪ ને વાર શોમના દિવસે સાંવત્સરી પરિકમણું કરતા સર્વ જીવોની સાથે ખમત ખામણા કરી ચતુર્વિધ શ્રીસંઘાદિ સાધર્મી ભાઇઓની સાથે ઉત્પન્ન થએલો વૈર વિરોધ સર્વ ખમાવ્યોછે. તેમજ આ પૂર્ણ થએલા વર્ષના ૩૬૦ દિવસોમાં તમારી સાથે પણ જે કાંઇ જાણતે અજાણતે ભુલેચુકે મારા તરફથી અપ્રીતિ અવિનય થયો હોય તે સર્વ મન, વચન કાયા એ કરી બે હાથ જોડીને હું આપ સાથે વારંવાર ખમાવું છું. આપ પણ ક્ષમા કરજો.

તમારી તરફ પણ પર્વારાધન ઘણો સુશોભનિક થયો હશે. તેના સમાચાર લખવા કૃપા કરશો. ધર્મસ્નેહ અધિક રાખજો. દેવ દર્શન જિન પૂજાદિક શુભ કરણીમાં યાદ કરજો. મહારા યોગ્ય ધર્મસંબંધી કામકાજ લખજો. મીતિ સંવત્ ૧૯૪૭ ના ભાદ્ર શુદી ૫ ને વાર ભોમ દા૦(      ) ના પ્રણામ તથા ખમત ખામણા વાંચજોજી.

# ભાગ ૧૬ મો. મથાળાં.

## સગાં સહોદરને લગતાં મથાળાં.

### તીર્થ રૂપનું—

સ્વસ્તિશ્રી પરમાનંદી, આત્મસુખના અનુભવી, મધુરવચનથી અને પ્રેમ ભાવથી ઉછેરેલાં બાળકના મુખમાંથી નીકળેલાં વચનામૃતના વિલાસી, તથા તેના વિનોદમાં અહો રાત્રી ગાળનારા, શ્રીમત, સકળ તીર્થરૂપ, સેવવા યોગ્ય, સદ્‌ગુણ સમુદાયનાં વખાણવા લાયક ચરિત્રોથી સુશોભિત, કીર્તિરુપ ચંદ્રિકાવડે દિશાઓના વલયને શોભાવનાર, પિતાજી ( નામ ) ના ચરણમાં નમ્રભાવે અર્પણ કરેલો આ લેખ નમસ્કાર સહિત અંગિકાર કરશો. આપની આશીષના પ્રતાપવડે સુખીછું અને નિરંતર આપના કૃપા સૂચક પત્રના દર્શનની અપેક્ષા રાખું છું ૪.

### માતાનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) પતિવ્રતામાં અરૂધતી કરતાં એ ઉત્તમ, તપના પ્રતાપથી પાર્વતી સમાન કાર્ય કરનારાં, જન્મોજન્મનાં કરેલાં પાપ ભસ્મ કરનારાં, પરાક્રમમાં સ્વાહા સરખાં, સંપૂર્ણ પ્રતાપી, કલ્પલતા સમાન સુખદાતા, અથવા સ્વજન પરિવારની કલ્પવેલી, સકલતીર્થનું સ્થાન, ઉભય કુળદીપક, પરમ કૃપા રસથી સુંદર માનસમાં પરમેશ્વરને હંસ રૂપ રાખનારાં, માતાજી ( નામ ) ના ચરણમાં પરમ પ્રેમથી વધારેલા પુત્ર ( નામ ) ના પ્રણામ અથવા આપના વેચાણ લીધેલા દાસનુંદાસ ( નામ ) નાભક્તિ ભાવે પ્રણામ.

### મોટાભાઈનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) સહોદરના અસાધારણ સ્નેહવડે યુધિષ્ઠિર, અર્જુન અને રામલક્ષ્મણનું જીતનાર, સભાસદોમાં મેળવેલી કીર્તિવડે

ત્રિલોકને ઉર્જવલકરનાર, નિરતિશય જગતની વિવિધ ચિંતાઓવડે વિંટાએલા, સકળ ગુણ નિધાન, વિનયાદિ ગુણોથી પરિપૂર્ણ, પરમ પ્રેમ પાત્ર, વડીલ લોકોના મિત્રરૂપ, માન અને કીર્તિના ભરાવાથી સજ્જનોને સંતોષ આપનાર, દુઃખના વિભાગી, જેષ્ટ બંધુ ( નામ ) ને ઇ.

**નાના ભાઈનું—**

સ્વસ્તિશ્રી ( ગામ ) લક્ષ્મણ સમાન વિવેકી, પ્રેમનું સ્થાન, સંકટમાં સહાયક, આજ્ઞા ધારક, ચિરંજીવી ( ગામ ) ઈ.

**બહેનનું—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) પરમસ્નેહનું સ્થાન, હિતાહિતનો ઉપદેશ કરવામાં સમર્થ, ઉભય કુળદીપક, ગંગાસ્વરૂપ, અખંડ સૌભાગ્યથીસુશોભિત બહેન

**સ્રીનું.—**

સ્વસ્તિ શ્રી [ ગામ ] સ્વરૂપની ખુબસુરતીથી ઇંદ્રાણી, વિજળી રતિ અને રંભાવતિ વગેરેને ઝાંખી પાડનાર, સંગીત વિદ્યાના રહસ્યને જાણનાર, સુવર્ણ સમાન શોભિતા અધર વાળી, સુશીલપણામાં મુખ્ય, શીલગુણથી ભરપુર, અનુપમ પ્રેમનું સ્થાન, નિરંતર પ્રિયતમ ઉપર પ્રેમાળ; ગૃહસ્થાશ્રમમાં ધુરંધર, સ્વાભાવિક પ્રેમે બંધાયલા બધુસમાન, સુખદુઃખ વખતે સાચો મિત્ર, વિનોદનુ સ્થાન, પ્રાણેશ્વરી ઇ.

**પુત્રનું—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) પ્રાણથી અધિકપ્રિય, પરમ આનંદના કંદ, વિષ્ણુના ચરણ કમળમાં પ્રીતિ ધરનારા, શ્રીમદ્ સકળ ગુણનિધાન, પરમ પ્રેમનુ સ્થાન, મનને આલ્હાદક, પુણ્ય રૂપ અમૃતની ધારાથી સિંચેલવંશ રૂપ વલ્લીના ફલરૂપ, અમારા હૃદય રૂપ પાંજરામાં વિરાજમાન પોપટ, ચિરંજીવ. ૪. ( નામ ) ( ગામ ) થી લી.તીર્થરૂપ ( નામ ) ની આશીષ વાંચવી.

**સસરાનું—**

સ્વસ્તિશ્રી ( ગામ ) વખાણવાલાયક ગુણનિધાન, સુજનતાના ધામરૂપ, મનોભિરામ. સુકીર્તિરૂપ ચંદ્રવડે સ્વજનના હૃદયરૂપ પોયણાંને ખિલવનાર, પૃથ્વીપતિને માન્ય, પરમ મિત્રવર્ય, શ્રી ગોસ્વામિ, શ્વસુર ( નામ ) ની સેવામાં ગામથી લી ફલાણાના નમસ્કાર સાથે વિનંતિ કે—

**જમાઇનું—**

સ્વસ્તિશ્રી ( ગામ ) પ્રાણથી અધિક પ્રિય, પરમ પૂજ્ય, સદ્પાત્ર, ચિરંજીવ ( નામ ) પ્રતિશ્રી ગામથી લી. શુભેચ્છક તીર્થ સ્વરૂપ ( નામ ) ની આશીષ અથવા જેગોપાળ. પુત્ર પ્રમાણે વિવેક વાપરવો.

**બનેવીનું—**

સ્વસ્તિશ્રી ( ગામ ) ઉપમાજોગ, પૂજનિય, પરમસ્નેહનું પાત્ર યોગ્ય કાર્યમાં સલાહકાર ( નામ ) પ્રતિ ( ગામ ) થી લી. અમુકના નમસ્કાર કે જેગોપાળ  ઇ૦—

**ભાણેજનું.**

સ્વસ્તિ શ્રી ( ગામ ) પરમ પૂજ્ય, આનંદકારી ચિરંજીવ ભાણાભાઇ ( નામ ) જોગ શ્રી ( ગામ ) થી લી હિતેચ્છુના ( નામ ) નમસ્કાર કે જે ગોપાળ કે આશીર્વાદ . ઇ૦—

**સાળાનું—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) વિવેકસાગર, સ્નેહાંક્તિ ( નામ ) જોગ લી. શુભેચ્છક ( નામ ) ના નમસ્કાર ઇ૦—

**સાસુનું—**

સ્વસ્તિશ્રી ( ગામ ) ગંગા સ્વરૂપ, પરમ કૃપાળ, સ્વપરિવારની

કલ્પવેલી, નિરંતર હિત ચિંતક સાસુજી. ( નામ ) પ્રતિ શ્રી ગામથી લી. ( નામ ) ના પ્રણામ કે જે ગોપાળ. વિનંતી કે—

મિત્રનું—

સ્વસ્તિ શ્રી ( ગામ ) સન્માર્ગ બોધક, દુ:ખના વિભાગી, નિર્મળ પ્રીતિવાન, ચતુર, સદ્દગુણના ભંડાર, પરોપકારી, પ્રાણથી અધિક પ્રિય, પરમ સખા—શ્રી. ૨ ( નામ ) જોગ શ્રી ( ગામ ) થી લી. સ્નેહાભિલાષી અથવા મળવાને આતુર, ઈ૦—

પતિનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) સૌભાગ્ય રક્ષક, પ્રાણથી અધિક પ્રિય, પરમ પૂજ્ય, શીરોમણી, સુખદાતા, મંગળકારી, મનોહર, સંસારસુખ વર્ધક સ્વામીનાથ—( નામ ) ની સેવામાં ( ગામથી ) લી. દાસી ના નમ્રભાવે આગ્રહ યુક્ત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ અંગિકાર કરશોજી. વિનંતી કે—

અન્યવડીલોનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) મહાપ્રતાપી, ત્રિલોકરૂપી કમળનો પ્રકાશ કરવામાં સૂર્યસમાન, જગતમાં વંદન કરવા યોગ્ય ( તીર્થ સ્વરૂપ ). સન્માર્ગ દર્શક ( નામ [. સેવામાં ( ગામ ) થી લી. ( નામ ) ના નમસ્કાર.

દાસનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) મનગમતાં ખાનપાન લાવી આપી સંતોષ આપનાર, ધર્મ, અર્થ, અને કામ સિદ્ધ કરવામા આતુર અંતઃકરણ વાળા, સુવિચારથી કરેલ કૃત્યો વડે દિશાઓમાં મહામાન પામેલા, દરેક કાર્યમાં પૂર્ણ વિચાર કરનાર, લેખકમાં ચિત્રગુપ્તને જીતનાર, સોંપેલું કાર્ય પૂર્ણ કરવામાં મનુષ્યાવતારનું સાર્થક સમજનાર. ઉપરીના આશીર્વાદ ને પાત્ર ( નામ ) ને પ્રતિ પાલક ( નામ ) ના આશીર્વાદ. ઈ૦—

## સામાન્ય સદ્‌ગૃહસ્થોના પત્રનાં મથાળાં.

### વિદ્યાગુરૂનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) નિર્દોષ અને વંદન કરવા લાયક, ગદ્યપદ્યમાં પંડિતાઇ ભરેલા ચમત્કારી તત્વોથી સાનંદાશ્ચર્ય પમાડનાર, વિદ્વાનોએ કરેલી પ્રશંસાવાળા, પંડે સંપાદન કરેલી સંપતિવડે દેવ, બ્રાહ્મણ તથા અભ્યાગતને તૃપ્ત કરનારા, કલિ કાલના બળનું વિદારણ કરવામાં અત્યંત સમર્થ, વિચિત્ર પુણ્ય રૂપ ગ્રહેણથી પૃથ્વીને પવિત્ર કરનારા, ગ્રંભિરતા, ધૈર્ય, ઉદારતા. અને સામર્થ્ય વગેરે અનેક સદ્‌ગુણના ભંડાર, સર્વ ગુણ રત્નોના ઉત્પત્તિસ્થાન વિદ્યા ગુરૂજી ( નામ ) ના ચરણમાં પ્રતિ શ્રી ( ગામ ) લી. વિદ્યાર્થી ( અમુક ) ના ભક્તિ યુક્ત પ્રણામ. ૪૦—

### શિષ્યનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) શિષ્યવર્ય, ચિરંજીવી, રાજેશ્રી (શિષ્યનું નામ) પછી પુત્ર પ્રમાણે લખવું. નિરંતર પત્રદ્વારે સમાચાર લખવા.

### વિદ્વાન પુરૂષોનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) સર્વ વિદ્યા વિનોદમાં રસિક, વિદ્વજન રૂપ કમળોને પ્રફુલ્લિત કરવામાં સૂર્ય સમાન, ગુણાલંકૃત, વિદ્વજ્જન સમાજ ભુષણ, પંડિતાઇના ચમત્કારવડે પ્રબળ. પ્રતિપક્ષીઓ પર જયમેળવનાર, કૃપાના કટાક્ષે કરી ચારે પુરૂષાર્થને આપનાર, અને સ્વપરાક્રમથી જન મંડળનું કલ્યાણ ચહાનાર, સુજ્ઞ, રાજ્યમાન રાજેશ્રી ( નામ ). સેવામાં પ્રતિશ્રી [ ગામ ] થી લી. [ નામ ] ના પ્રણામ.

૨

સ્વસ્તિશ્રી ( ગામ ) નિર્દોષ વિદ્યારૂપ અલંકારવડે તેજવાન, બુદ્ધિ રૂપ મંદરપર્વતથી વાણી રૂપી રત્નાકરનું મંથનકરીને મેળવેલા તત્વ

જ્ઞાનામૃતના ભરપુર આનંદવડે દેવોને વ્યાપ્ત કરેલા, સજ્જનોને વખાણવા લાયક ગુણવડે સ્વદેશને શોભાવનાર, શ્રોત, સ્માર્ત વગેરે કર્મના અનુષ્ઠાનથી શ્રેષ્ઠ, વસિષ્ઠ વગેરે સભ્ય લોકોને અધીરા કરનારા, વિદ્વજ્જન રા. રા. ( નામ ) ઇ. ઇ.

## વેદાંતિનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) નિર્દોષ વેદવિદ્યા પારાયણના ઘોષ રૂપ સિંહનાદથી હરણ રૂપી પાપને હરણ કરનારા, શ્રોત સ્માર્ત કર્મના અનુષ્ઠાનથી અત્યંત નિર્મળ અંતઃકરણવાળા, સર્વપાતકનાં કાર્યને બાળવામાં અગ્નિ સમાન, સર્વ વેદમંત્રોના દેવતાઓને પોતાના હૃદયમાં સ્થાપન કરી રાખનારા, શાસ્ત્રાચાર્યોનું પરંપરાનુ ખરૂં તત્વ મેળવનારા, સર્વગુણોથી ભરપુર, સંસારરૂપ સમુદ્રને ગાયની ખરી જેટલો બનાવી દેનારા, ( અમુક ) ના ચરણમાં ( ગામ ) થી લી. ( નામ ) ઈ. ઇ,

## જોશીનું—

સ્વસ્તિશ્રી ( ગામ) નિર્મળ હૃદય કમળવાળા, ત્રિકાળ તત્વને હથેલીમાં આમળારૂપે રાખનારા, ચંદ્રસમાન સુજશવડે દિશાઓને શોભાવનારા શિશુમાર ચક્રમાં રહેલા સર્વ ગૃહો નક્ષત્રો અને તારાઓ વગેરેની સુક્ષ્મ ગતિઓને જાણનારા, તથા તેનો ફળાદેશ કહેનારા, અને તેમાં મેળવેલી પ્રતિષ્ઠાવડે ગર્ગ વરાહ, લલ્લ વગેરે આચાર્યોની પેઠે જનમંડળને વિસ્મય પમાડનારા ( નામ ) ઇ.

## વૈદ્યરાજનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) અનંતગુણરૂપ મણિઓથી પુણ્યકાર અંતરના ભાગો અલંકૃત કરેલ, પ્રાણીઓના રોગને ફેડવાના પ્રકારોમાં સમર્થ, અનેક લોકને પ્રાણદાન આપી અગણિત પુણ્ય મેળવનારા, મહારાજાઓની સભા-

ના સભાસદોને મનરંજનથી ઉત્પન્ન કરેલા યશના પૂર રૂપી કપૂરવડે સર્વ દિશાને સુવાસિત કરનાર, પરમશ્રેષ્ઠ, આયુર્વેદી ( નામ ) પ્રતિશ્રી ઇ.

કવિરાજનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) વિવિધ પ્રકારની કવિતાના વિચારના વિનોદથી નવેરસોમાં રસિક, સહૃદય, જનોના અંતઃકરણોને વશકરનારા, સર્વ રાજાના સમાજમાં વિરાજમાન, સર્જ્જન મંડળમાં વાણીના વિલાસથી પ્રાપ્ત થયેલા' પૂર્ણ યશવડે ત્રિલોકને પવિત્ર કરનારા, પોતાના કરકમળવડે મેળવેલા ધનનો સદ્વ્યય કરનારા કવિરાજ ( નામ ) જોગ શ્રી ( ગામ થી( )લી૦ના અમુક નમસ્કાર૦ જત આપના વિયોગે મારા હૃદયમાં ગુલ્મ નામનો વ્યાધિ થયો છે માટે કવિતા રૂપ વૈદને મોકલતાં વાર કરશોમાં વિરહરપી સર્પના ડસથી મારૂ ચિત્ત મરવાની તૈયારીમાં છે, માટે કવિતા મય પત્ર રૂપ ગારૂડીને મોકલી મનને શાન્તિ આપવા તસ્દી લેશોજી ઇ.

વકીલનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) ધારા શાસ્ત્રમાં પ્રવીણ, શબ્દાર્થ ભેદને જાણનાર, આશ્રિતજનના હિતમાં મથનાર, વિગ્રહમાં સત્યવાતને શોધનારા, દુરાગૃહ રહિત અને કીર્તિ મેળવવામાં ઉત્સુક ( નામ ) જોગ ( ગામ ) થી લી૦ અસીલના યથાયોગ્ય.

શ્રીમંતનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) + સચ્છાસ્ત્રોએ નિર્ણય કરેલા ધર્માચરણવડે મળેલી પ્રતિષ્ઠાવાળા, અપાર ચતુરાઈ વડે ખેડેલા વ્યાપારમાં અખૂટ ધન

---

વણિકને એવું પણ લખાય છે કે વિદ્દજનોએ વિચાર કરતાં મનવાદિ મુનિ સમુદાયના મુખકમળમાંથી ઉત્પન થયેલા, જગદીશ્વરના આરાધનથી સર્વ મન સિદ્ધિને પામનારા ઇ.

સંપાદન કરેલા, અપારદાન રુપી નિર્મળ ચંદ્રના પ્રકાશથી સર્વ દિશાના મંડળને પ્રકાશ કરનારા, અમૂલ્ય રત્ન જડિત સુવર્ણમાં અનોપમ અલંકાર થકી સ્વકુટુંબને શોભાવનારા, મહાબુદ્ધિથી કીર્તિ સંપાદન કરનાર રામના ભક્ત, સયુક્તિક ધન સંચય કરનાર, કૃષીકર્મના આશ્રયદાતા સદ્‌પાત્રને દાન દેવામાં પ્રતિષ્ઠા માનનારા, સ્નેહનું સ્થાન, યોગ્ય સુખકાર મહાજનને માન કરવા લાયક, સમાગમ કરવા યોગ્ય, લક્ષ્મી સંમાન સીલ, સદ્‌ગુણ સંપન્ન છે.

## દક્ષણી ગૃહસ્થનું—

સ્વસ્તિશ્રી ( ગામ ] મહાશુભસ્થાને રાજેશ્રી અથવા રા. રા. વગેરે ઘટતી ઉપમા ( નામ ) ને ( ગામ ) થી લી, ( નામ ) ના રામરામ નમસ્કાર જેગોપાળ કે યથાયોગ્ય વિનતિ વિશેષ ઈ॰

## પારશી ગૃહસ્થનું-

સ્વસ્તિ શ્રી ( ગામ ) પરોપકારી વગેરે ઘટતી ઉપમાઓ અને શેઠજી અથવા શેઠ સાહેબ ( નામ ) પ્રતિ શ્રી ( ગામ ) થી લી. ( નામ ) ની સલામ માન્ય કરશો. ઇ.

## મુસલમાન ગ્રહસ્થનું

સ્વસ્તિ શ્રી ( ગામ ) ઘટતી ઉપમાઓ ખાનબહાદુર કે ખાન સાહેબ ( અટક સાથે નામ ) જોગ શ્રી ( ગામ ) થી લી. ( નામ ) ની સલામ વાંચશો. જત અથવા વિનંતિ વિશેષ.

# રાજકિય વર્ગના પત્રોનાં મથાળાં

## છત્રપતિ મહારાજાનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) અગણિત ગુણગુણોથી પૂર્ણ શરદના ચંદ્રની પેઠે ઇચ્છા।। યોગ્ય, શ્રેષ્ઠ કીર્તિ રૂપી મૌક્તિકમાળાઓ વડે ભૂષિત. દિગ્ મંડળમાં પ્રતાપ રુપી સર્પવડે અરીદળને પરાભવ પમાડનાર, મહાસાગરો થકી વિંટાયલીપૃથ્વીનું પાલન કરવામાં કુશળ, પ્રચંડ બાહુઓમાં રમણ કરતા ધનુષ્ય બાણોવડે સર્વ લોકનાં સલ્યે ( દુખ )ને દૂર કરી દેનાર, સજ્જનોમાં ધુરંધર, નિર્દોષ વિદ્યાઓના જ્ઞાતા, કામદેવસરખા મનોહર, હરી હરની ભક્તિ વડે મેળવેલા અનુપમ વૈભવ થકી આનંદ પામનાર, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, સમગ્ર ભુપાલોના મુકૂટ મણી, ચક્રવર્ત્તિ રાજેંદ્ર, શ્રીમત મહારાજાધિરાજ ( નામ ) ની સેવામા ( ગામ ) થી લી. ( નામના ) પ્રેમ પુર્વક વારંવાર પ્રણામ.

## મંડળીક રાજાઓનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) વિદ્વાનોના હૃદય વિષે રહેનાર, શેષશાયી ભગવાનના ચરણનુ સ્મરણ કરવામાં તત્પર, સ્વચરિત્રના ચમત્કારવડે ઉશીનર શીબી દધીચી અને કર્ણના ગુણોને વિસરાવનાર, અનેક કળાઓ પ્રકાશક પણાથી રાજા નામનું સાર્થક કરનાર, અખિલોદાર્ય, ભુગોળના મહેંદ્ર, તુમુલ રણ ભૂમિ વિષે મદોન્મન્ત હાથીઓના મસ્તકને છેદનાર પરિપૂર્ણ મનોરથ પામેલા શ્રીમન્ન [ નામ ] ના સેવામાં ઇ.

## સાધારણ દરબારનું—

સ્વસ્તિ શ્રી [ ગામ ] શ્રીમન્ન મહાપ્રતાપી અનેક ગુણવિરાજીત સ્વધર્મ રક્ષક રાણા શ્રી [ નામ ] ની સેવામાં પ્રતિ શ્રી ઈ.

### જાગીરદાર સરદાર વગેરેનું—

સ્વસ્તિ શ્રી [ ગામ ] શ્રીમત શુભોપમા લાયક રાજ્યમાન રાજેશ્રી [ નામ પ્રતિશ્રી ઇ.

### પ્રધાનનું

સ્વસ્તિ શ્રી [ગામ] સર્વ સામંતોને સેવનાર પરોપકાર અને સત્કારમાં નિપુણ વેદાંત શાસ્ત્રોની માફક પરમાનંદનો પ્રકાશ કરનાર શાંખ્ય શાસ્ત્રની પેઠે પ્રકૃતિએ મધુર નૈયાયીકોની પેઠે અનેક પ્રયોગોને સાધનાર, અપાર ગુણ રત્ન વડે દિગ્મંડળને દિપાવનાર, મલયાગુરુ સમાન શીતળ મનવાળા, સેવકજનના ભાવિક, પરિપૂર્ણ મનોરથવાળા, દેવના કલ્પ વૃક્ષ સમાન, શત્રુઓના સૈન્યે નમન કરેલા, સરદાર લોકોવડે વિરાજીત, રાજ્ય લક્ષ્મીનો વ્યય કરવામાં સુત્રધાર, સર્વ આપ્તજનોને આધાર રુપ, કીર્તિ રુપી ચંદ્રિકાવડે સજ્જનોનાં મનરુપી ચકોર પક્ષીને આનંદ દાયક, પ્રતાપ રુપી સૂર્યના તેજમાં સર્વ શત્રુ નરેન્દ્રને તપાવનાર અને ભૂમંડળના અલંકાર રૂપ પ્રધાન [ નામ ] ઇ૦

### સેનાપતિનું

સ્વસ્તિ શ્રી ગામ બાહુ બળવડે અરિદળપર કીર્તિમેળવનારા, શસ્ત્ર વિદ્યાના વિલાસમાં રસિક, ચલાયમાન વિજળીની કાન્તિને જીતનાર, આપત્તી સમુદ્રમાં ડુબેલા દેશના સારોદ્ધારક, ઘણા દાનથી મેરૂ પર્વતને પણ ત્રાસ પમાડનાર રિદ્ધિ દાતા, વિર્યવાન સેનાપતિ ઈ૦

### ન્યાયાધિશનું

સ્વસ્તિ શ્રી [ ગામ ] ન્યાય શાસ્ત્રમાં નિપુણ નિસ્પક્ષપાતિ, સમુદ્ર સમાન ગંભિર, વાણિમાં મનોહર, દેશાચાર અને કુળાચાર સમજનાર, સત્યવાતને ગ્રહણ કરનાર, ધર્મરાજની પેઠે ન્યાયને તોળનાર સ્વદેશ પ્રેમી પરમાર્થ સાધક રા. રા. [ નામ ] ની સેવામાં ( ગામ ) થી લી ઈ૦

### રેવન્યુ કામદારનું –

સ્વસ્તિશ્રી પૃથ્વીના રસકસને જાણનાર, કૃષીકારને ઉત્તેજન દેનાર, સમદ્રષ્ટીવાન, રાજા પ્રજાને પ્રિય રા રા (નામ) ઇ.

### શાળા ખાતાના અધિકારીનું—

સ્વસ્તિશ્રી (ગામ) વિદ્યા વર્ધક, શિક્ષણ શાસ્ત્ર જ્ઞાતા, બાળકોના પરમ હિતકારી, ગંભિર, ઉદાર અને અનેક વિદ્યામાં કૂશળ, નીતિમાન, નિરંતર સ્વધર્માનુસાર, કેળવણીની નવિ યોજના રચવામાં ચતૂર, રા. રા. (નામ)

### કલાભવનના અધિકારીનું—

સ્વસ્તિશ્રી ( ગામ ) અર્થકરી વિદ્યામાં પૂર્ણ, કલાનિધાન, સ્વદેશને દારિદ્ર દશામાંથી તારનાર, સન્માન પાત્ર, વ્યાપાર વર્ધક, અહો રાત્રિ પરીશ્રમ વહનાર. રા. રા. (નામ) ઇ.

## દેવ અને ધર્માધિકારીનાં મથાળાં.

### શ્રી ઇષ્ટદેવનું—

શ્રીમત ષડ્ ગુણૈશ્વર્ય સંપન્ન, ભક્ત જન પ્રતિપાલક, દુષ્ટજન નિવર્તન-શ્રી ઇષ્ટદેવના મહારાજાધિરાજ શ્રી ૧૦૦૮ [ દેવનું નામ ] સેવામાં [ ગામનું નામ ]થી લી. દાસાનુદાસ [ ફલાણા ] ના ક્ષણે ક્ષણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ વિનંતી એ છે જે શ્રીજી મહારાજની કૃપાવડે શરણાંગત દાસ સુખરૂપ છે. વિશેષ મજકૂર હોય તે લખજો. એજ દિન સેવકની જીજ્ઞાસા છે. તે મહારાજાશ્રીને નિવેદન હોય. મીતિ.

## શ્રીમદ્ ગોસ્વામિ વલ્લભાચાર્યનું-

(શ્રી ગોકલેં દુર્જયતી.)

સ્વસ્તિ શ્રી (ગામ) મહાશુભસ્થાને, પુજ્યારાધે, શ્રીમદ્ વલ્લભ રાજ-કૂલ હંસ, વિદ્યા ગુણ ગણોમાં પૂર્ણ, માયા વાદ રૂપી ગર્વનું ખંડન કરનાર. ભકિત માર્ગ પોષક. તૈલંગ કૂલ દીપક, દ્વિજ કૂલનું મંડન કરનાર, ગોસ્વામી શ્રી ૧૦૮ ( નામ ) સેવામાં (ગામ ) થીલી. મહારાજાધિરાજના વૈષ્ણવ દાસનોદાસ, ચરણ કમલમાં રહેવાને આતુર, આજ્ઞાધારક, અથવા દર્શના ભિલાષી, કે ચરણ કમલ સેવવાને નિરંતર ઉત્સુક ( નામ ) ના શીરસાષ્ટાંગ દંડવત્ પ્રણામ અંગિકાર કરશો.

## ગોસ્વામિ તરફથી વૈષ્ણવનું મથાળું

। શ્રીગોકુલેન્દુ ર્જયાત ।

સ્વસ્તિશ્રી શ્રીમદ્દેદ વ્યાસ, વિષ્ણું સ્વામિ મતાનુવર્તી, ખંડ ભૂમંડલાચાર્યમાં શ્રેષ્ઠ, શ્રી મહા પ્રભુ શ્રીમદ્ વલ્લભાચાર્ય,જગદ્ગુરૂ શ્રી દેવકનંદના ચાર્યાણાં સ્વકીયેષુ શ્રી હરિ ગુરૂ સેવા પરાયણાંતઃકરણેષુ વૈષ્ણવ શ્રી ૨ હરિભાઇ ભગતી દાસેષુ સપરિવારેષુ, નિરૂપિતાઃ શુભાશિષ: સમુલ્લસન્તું, સમીહ્ન તસ્તુ. સદા શ્રી સૈવ્ય; સ્મર્ત્ત વ્યશ્ચ અપરંચ યહાંસે શ્રી મહા પ્રસાદ તથા માલા ચરણામૃત ભેટિયા [ અમૂક ] કે હાથ પઠાયોહે, સો મસ્તક ચઢાય લેવોગે. આગે તુમને ભેટકે રૂપિયે પઠાયે સો ભંડારમે જમે હોય સેવામે અંગિકાર ભયે. તુમારે અહો ભાગ્ય હેં. યહાંકી સેવામે ચિન્ત રાખોગે તાકી અધિક રાખોગે. કુશલ પત્ર લીખોગે.

### ૩૧ વૈષ્ણવને મંદિરના અધિકારી તરફથી.

સ્વસ્તિશ્રી ( ગામ ) મહાશુભસ્થાને શ્રીજીના કૃપા પાત્ર, પરમ ભગવતી, પરમ વૈષ્ણવ ( નામ ) સમસ્ત બાલ ગોપાળ. ચિરંજીવી ઘણું

હજો. એતાન શ્રી ( ગામ ) થી લી. અધિકારીજી. ( નામ ) ના આશીર્વાદ વાંચજો. શ્રીને શણગાર ધરાવતાં, ચંદન તુલશી ચઢાવતાં, ભોગ સામગ્રી સમર્પતાં; અને આરતી ઉતારતાં તમારૂં શુભ ચિંતવન કરીએછીએ. ક્ષણવાર તમને વિસારતા નથી. અત્રેથી માલા પ્રસાદ અને મોકલેલો પત્ર માથે ચઢાવશો. આપ સુધર્મી છો આપ સેવા વિષે ચિત્ત રાખો છો તેથી અધિક રાખશો. આ મંદિર આપનું છે. મીતિ.

## ૩૭ ( પ્રશસ્તી પ્રમાણે મથાળું. )

સ્વસ્તિ શ્રી ( ગામ ) સર્વ દાનવોના ઇંદ્ર, રાવણનો ગર્વ ઉતારનાર, પરમ પવિત્ર, પ્રસંગી મનુષ્યોને પવિત્ર કરનાર, રઘુ કૂળમાં ઉત્તમ, શ્રી રામ ચરણના નખ રૂપ ચંદ્ર વડે પ્રકાશિત અંતઃકરણવાળા, શાંત સ્વભાવથી ધ્રુવાદિ ભકતજનોની બરોબરી કરનારા, મનસા વાચા અને કર્મણાએ ભગવાનના સર્વ ગુણો ગાવામાં સાંભળવામાં અને કહેવામાં આનંદ પામેલા મનોવૃત્તિથી સમય ગાળનારા, પરમ ભગવતી [ નામ ] જોગ શ્રી વગેરે લખવુ.

---

## શ્રીમત્ શંકરાચાર્યનું.

શ્રીમંત્ પરમ હંસ, પરિવ્રજકાચાર્ય વર્ય, પદ વાકય પ્રમાણ પારાવાર પારિણ યમનિયમાસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધ્યાનધારણા સમાધ્યષ્ટાંગ. યોગાનુષ્ટાન, નિષ્ઠત તપશ્ચર્યા ચરણ ચક્રવર્ત્ય નાંધ વિછિન્ન ગુરૂ પરંપરા પ્રાપ્ત ષટ્દર્શન સ્થાપનાચાર્ય, વ્યાખ્યાન સિંહાસનાધીશ્વર, સકલ પદાર્થ પ્રકાશક, સાંખ્યત્વવી પ્રતિપાલક, સકલ નિગમાગમ, સારહૃદય, વૈદિક માર્ગ પ્રવર્તક, સર્વતંત્ર, સ્વતંત્રાદિરાજધાની શ્રી વિદ્યા નગર, મહારાજધાની શ્રી કર્ણાટક, સિંહાસન પ્રતિષ્ઠાપનાચાર્ય, શ્રીમદ્રાજા ધિરાજ

ગુરૂ, ભૂમંડલાચાર્ય, ચાતુર્ય વર્ણ શિક્ષક, તુંગ ભદ્રાતીર નિવાસક, ઋષ્ય શૃંગ પુરવરાધીશ્વર,શ્રૃંગેરી શ્રી વિરૂપાક્ષ, શ્રી વિદ્યા સંકર કરકમલસ જાત, શ્રી [ નામ ] સ્વામિ ભિઃ સ્વામિના ચરણાર વિંદયોઃ શિષ્યાનુ શિષ્યસમીપવર્ત્યંતરગત સચ્ચરણાર વિંદ મકરંદ મિલિંદ [ અમુક કૃત ] પ્રણતિ-પ્રણિપાત —ૐ નમો નારાયણેતિ મંત્ર દ્વાર ચરણ સરોજ વ દન. વિનતિ અત્રે કુશલછે કૃપા કટાક્ષ વડે શિષ્યાનું શિષ્ય ચરણ સેવામાં તત્પર રહેછે માટે આપ સ્વાનંદા રૂપાનુ સાસન કરવા સમર્થછો. વિશેષ મજકુર હોયતે લખવો અને છેવટે 'ઇતિ પ્રણિતયા વિજ્ઞાપના' લખી મીતિ નાખવી.

## શિષ્ય અથવા ગૃહસ્થોને શ્રીમત્ શંકર સ્વામિ તરફથી

શ્રીમંત પરમ હંસ પરિવ્રજકાચાર્ય વગેરે પાછલા પત્રમાં જણાવેલાં વિશેષણો શ્રી શંકરાચાર્યના પદ સુધીનાં લઇને લખવું કે સ્વામિના શિષ્યાનુ શિષ્ય સમીપ વર્ત્યંરગત સચ્ચરણારવિંદ મકરંદ મિલિંદ. ( નામ ) પ્રતિ યેતેત્કૃતાનુશાસનલિખિતે–વિગત લખવી. મીતિ નાખવી ઇત્યાનુ સાસનં અલં—

## માધ્વની સંપ્રદાયના સ્વામિનું.—

શ્રીમત્સકલ સુર નિકર, મુકુટમણિ રંજિત, દિવ્યશ્રી વિઠ્ઠલ ચરણ કમલા રાધક, શ્રી ( મૂલ સ્વામિનું નામ ) કમલ સંજાત શ્રી [ ૨ સ્વામિનુ નામ ] કુમારક શ્રી [ ૩ નામ. ]એમના ચરણ કમલ રંજપતિ શિષ્યા.-શિષ્ય સચ્ચરણારવિંદ મકરંદ મિલિંદ [ લખનારનું નામ ] ના પ્રણત પ્રણિપાત. ૐ નમો નારાયણેતિ મંત્રદ્વારા ચરણ સરોજ વ દ. અત્યત વિરાત્ શિષ્યાનુ શિષ્ય સ્વામિની કૃપાવડે આનંદમાં છે. આપની ચરણ સેવામાં તમર સમજીને સ્વાનંદા રૂપાનુસાસન કરવા સમર્થ છો. હકિકત લખવી. મીતિ જણાવવી. ઇતિ પ્રણતયઃ વિજ્ઞપ્તયઃ

## સન્યાસી, આત્મજ્ઞાની, અને બ્રહ્મજ્ઞાનીનું—

[ ૧ ] જો કે મઠના સંપ્રદાય પ્રમાણે સન્યાસીને લખે છે તથાપિ મુખ્ય ત્વે નીચે પ્રમાણે શ્રીમંત્. પરમ હંસ. સચ્ચિદાનંદ, અદ્રય બોધનિરૂપાધિ નિર્મલ કીર્ત્તિ, સદૈવનારાયણના સ્મરણમાં આશકત શ્રી ( સ્વામિનું નામ ) ના ચરણારવિંદમાં અખંડ દડાયમાન ચરણ રંજાકિત [ નામ ] ના સાષ્ટાંગ નમસ્કાર, અથવા કૃતાનેક પ્રણામ પૂર્વક દંડવત્ વિનંતી; વિગત લખવી મીતિ નાખવી.

[ ૨ ] શ્રી મન્નારાયણના ચરણ કમલમાં નિરંતર આશક્ત અંતઃકરણવાળા, સંસાર સમુદ્રને તરવાના મહા વાક્યાર્થ વહાણના વિચારો મા શ્રાંતિ પામેલા, અત્યંત નિર્મળ બુદ્ધિરૂપ મંદર પર્વત વડે વેદાંત વિદ્યાના સમુદ્રને મથન કરી નાખનારા, તથા તેથકી મેળવેલા અક્ષય તત્વજ્ઞાનવડે દૈવી પ્રાણીઓને સંતોષ પમાડનારા, નિરતિશય આનંદના ચૈતન્યાગ્નિથી કર્મો રુપોને બાળનારા, સ્વાત્મ રૂપના પાદુર્ભાવવડે અજ્ઞાન માત્રને પરાજય કરેલા ( અમુક )ના ચરણ કમલમાં પ્રતિશ્રી ( ગામથી ) લી. ( અમુક ) સાષ્ટાંગ દંડવત્ પ્રણામ અત્રે આપના ચરણના સ્મરણના મહિમાથી આનંદ છે પરંતું આપના શુભાશુભ મનોવૃત્તિના વિયોગથી વાર્તા પૂછવાને વખત મળતો નથી. વિગત લખવી. મીતિ નાખવી.

( ૩ ) સ્વસ્તિશ્રી ઉદાર ચિત્તથી ચિંતામણીને જીતનાર, બ્રહ્મજ્ઞાનના નિરતિશય આનંદના સમુહરૂપ મેળવેલી નિર્બિજ સમાધિથી પ્રગટ થયેલા, પ્રકૃતિ તથા પુરૂષના વિવેકથી ઉત્પન્ન થયલા વૈરાગ્યથી મુક્તિ પામેલા, વેદાંતના અર્થો સિધ્ધ કરવામાં તત્પર, અમારા આશ્રય ભુત પુજ્ય દેવદત્ત ( અમુક )ને યક્ષદત્તના હજારો પ્રણામ છ.

### માધ્વની સંપ્રદાય તરફથી શીષ્ય અથવા ગૃહસ્થનું—

શ્રીમત સકળ સૂરનિકર મુકુટમણિ રંજીત દિવ્ય શ્રી વિઠ્ઠલ ચરણુ કમળા રાધક શ્રી [ નામ ] પરમ ગુરૂ શ્રી ગુરૂ (સ્વ ામ) એમના અત્યંત પ્રિય શિષ્ય વર્ય [ નામ ] ને વાસ્તવ્ય શ્રીમન્નરાયણુ સ્મરણુ પુર્વક આશીર્વાદ. અમુક મઠમાં કુશળ છીએ તમારા સમાચાર લખવા ઇત્યાદિ.

### ગૃહસ્થ તરફથી સાધુસંત કે મંહુતનું—

શ્રીમત બ્રહ્માનંદ અથવા કૈવલ્ય પદ દાયક અચિંત્યાગમ અનુ--મ જ્ઞાન ધન અજ્ઞાન તિમિરોચ્છેદક સનાતન ગુરૂ મૂર્ત્તિ રાજેશ્રી [ નામ ] સ્વામિની સેવામાં અપત્ય અથવા ચરણુ રંજા કિંત [ અમૂક ] ના દંડવત પ્રણુામ. વિગત લખવી. છેવટે પત્રદ્વારે દર્શન દેવા કૃપા કરશોજી ઇ૦

### સાધુસંતો તરફથી ગૃહસ્થનું—

રાજ્યમાન્ય રાજેશ્રી [ નામ ] પ્રતિ [ ગામથી ] [ અમુક ] મહંતના આશીર્વાદ. પરમાત્માની કૃપાથી ઉત્તમ સ્થીતિ છે. પત્રદ્વારે આનંદ આપવો બિના લખવી. મીતિ નાખવી.

### જૈનના શ્રી પુજ્યનું—

ૐ નત્વા ( ગામ ) સર્વોપમા લંકૃત, સકલ ગુણ ગરીષ્ઠ, સર્વાવલંબી પ્રતિષ્ઠ, ચારૂ ચરિત્ર પાત્ર, નિર્મલ ગુણજ્ઞ, સરસ્વતિ કંઠા ભરણુ, સ્વકુલ કમલ વિકાસમાન, એક વિધ જીનાજ્ઞા પાલક, દ્વી વિધ ધર્મ પ્રરુપવાન, ત્રિગુપ્તિ ગુપ્ત, ચત્વારો કષાય જીપક, પંચા ચાર પ્રપાલક, ષટ્ કાય રક્ષક, સપ્ત ભય નિવારક, અષ્ટ મદ જીપક, નયવાડ બ્રહ્મચર્ય પાલક, ઇત્યાદિ અનેક શુભોપમા વિરાજમાન જંગમ યુગ પ્રધાન, શ્રી ૧૦૦૮ શ્રી સકલ પાઠક વાચક, મુનિ મંડળે સંસેવિત ચરણુ કમલવાળા ( નામ ) જોગ શ્રી [ ગામ ] થીલી— દાસાનુદાસ [ નામ ] ના દ્વાદશ વર્ત વંદન ત્રિકાલ માન્ય કરશોજી. આપની કૃપાથી અત્રે સુખશાતા છે. ઇ૦

---

## અંક ૨ જો.

### ભાગ. ૧૭ મો, કીમતી દસ્તાવેજો.

૧. લેવડ દેવડના સંબંધમાં લખેલા પત્રોને **કીમતી દસ્તાવેજો** કહેછે. તે બે ભાગમાં વેહેંચી શકાશે.

अ વેપારીના ધંધાને લગતા પત્રો. ब બીજા ઉપયોગી ખત.

૨. વેપારી વર્ગના મુખ્ય બે જથાછે. अ રોકડ રકમ ઉપર વેપાર કરનાર. ब માલ ઉપર વેપાર કરનાર.

૩ રોકડ રકમ ઉપર વેપાર કરનારને સરાફ નાણાવટી કે પારે ( પરીખ ) કહેછે; અને માલ વડે વેપારકરનારને જે તે માલના નામનો વેપારી કહેછે, જેમકે કાપડના વેપારીને દોશી, ઝવેરાતના વેપારીને- ઝવેરી ઇ૦

૪ સરાફ અને વેપારીના કામને અંગે લખાતા પત્રોમાં ફેર હોયછે માટે તે જાણવાની જરૂરછે.

### સરાફી ધંધાના પત્રો વિષે.

૫ સરાફી ધંધામાં રોકડાં નાણાંનો સંબંધ બહુધા હોયછે; માટે તેને લાગતા પત્રોની વિગત—

૬ એકજ સ્થળમાં નાણું આપવા અપાવવા બાબતના લેખને **રૂક્કો** કહેછે. ( જુઓ અંક ૧ ભાગ ૮ અને તે સિવાય કામકાજ માટે ઘણા પત્રો લખાયછે. ( જુઓ ભાગ. ૧૮ મો )

૭ પરગામ ખાતેથી નાણાં અપાવવાને લખેલા કાગળને **ચિઠી** કહેછે. તેના ત્રણ પ્રકાર છે. ( ૧ ) ચિઠી અથવા કાગળ ( ૨ ) શાહ જોગ ચિઠી ( ૩ ) હુંડી, છેક નાની રકમ આપવાની હોય, ત્યારે ચિઠી લખેછે તે લખવાની રીત સાધારણ પત્રના જેવી છે. જો ચિઠી લખાવી જનાર

અંગનો માણુસ હોય તો તેની બરદાસ માટે સૂચના પણ થઈ શકેછે, અને ચિઠીના રૂ૦ પહોંચ લઇને કે તેમ કર્યા વગર આપવાના હોય તો તેનો ખુલાસો પણ જણાવવો પડેછે, તે તથા કલમ ૬ ના પત્રો ઉપર સ્ટાંપની જરૂર નથી, ( જુઓ ભાગ ૧૮ મો )

૮ જે ચિઠીમાં આપવાનું નાણું શાહજોગ આપવાને લખ્યું હોય તેને **શાહજોગ** ચિઠી કહેછે. હરકોઇ શાહજોગ ચિઠી ઉપર એક આનાનો સ્ટાંપ લગાડવો પડેછે. શાહજોગ ચિઠીમાં મુદત બંધી વાત ઘણું કરીને હોતી નથી. તેમ છતાં મુદત બધી કરવી હોયતો તેના ઉપર પાકો સ્ટાંપ લગાડવો જોઇએ. ( જુઓ ભાગ ૧૮ મો. )

૯ પરગામ ખાતે જરૂર પડે જોઇતી રકમ મળવાને માટે લીધેલા આધાર ભૂત પત્રને **ભલામણ** કહેછે. તેમાં આપવાના રૂ૦ તથા મુદતની હદ બાંધવામાં આવેછે. તેથી મુદત વિને અથવા હદ ઉપરાંત નાણાં લેવાં હોયતો તે લખનારનો ફરીને જવાબ મંગાવવો પડેછે. ભલામણથી લીધેલાં નાણાંની તેજ લેખ નીચે ભરપાઇ કરવા ઉપરાંત મૂળ ધણીને દાખલો મોકલવા માટે અલાયદી પહોંચ આપવી પડેછે. ભલામણને સ્ટાંપની જરૂર નથી ( જુઓ ભાગ ૧૮મો )

૧૦ પોતાની આબરૂ ઉપર પરદેશમાં સામા માણસને નાણા મળવા સારૂ લખી આપેલા પત્રને હુંડી કહેછે.

**૧૧ વ્યવહારમાં હુંડીને કકડો અથવા ચિઠી પણ કહેછે. તે બે પ્રકારની છે. ( अ ) નામજોગી ( ब ) શાહજોગી.**

**૧૨ જે હુંડીનાં નાંણાં રાખ્યા વાળાધણી જોગ આપવાનાં હોય, તેને નામજોગી હુંડી કહેછે. નામ જોગી હુંડી ઘણા ભાગે લખાતી નથી, તેમ છતાં તે લખવી હોય, તો શિકારનાર ધણી રાખ્યાવાળાને ઓળ-**

ખી શકે એવી સ્પષ્ટતા કરવાની જરૂર રહેછે. તેથી હુંડી શિકારનાર ઉ-પર રાખ્યાવાળાના અંગની ઉચાઈ, તથા તલ અને લાખાં વગેરે નિશા-નીઓ અલાયદા પત્રથી લખી મોકલતા, અને તે ઉપરથી રાખ્યાવાળાને નાણાં મળતાં, પણ તેમાં ઉભય પક્ષને ઘણું હેરાન થવું પડતું માટે હાલમાં એવી હુંડીઓ ઘણીક લખાતી નથાં અને જે લખાયછે તે શાહ જોગની પેઠે ખોળાધર આપેથી વટાવીશકાયછે નામજોગી હુંડીમાં રાખ્યા નામ જોગ લખાયછે. ( જુઓ ભાગ ૧૮ મો )

૧૩ જે હુંડીમાં શાહજોગ નાણાં આપવાનું લખ્યું હોય, તેને **શાહજોગી** હુંડી કહેછે. શાહ જોગી હુંડીનાં નાણાં ખોળાધર આપેથી મ-ળેછે એમાં રાખ્ય. શાહજોગ અથવા શાહ વેપારી જોગ લખાયછે, ( જુ-એ ભાગ ૧૮ મો )

૧૪ શાહજોગી અને નામજોગી હુંડીઓ તરત મુદતની અને બાંધી મુદતની લખી શકાયછે. હુંડીમાં નીચે પ્રમાણે **મુદતો** નાખવામાં આવેછે —૧. તરત મુદતની—૨ દિન ૧ વળતાની—૩ મુદત વાર ભોમની. ૪ દિન ચાર ચારની ( આ સિવાય બીજી મુદતો પણ હોયછે તેને માટે જુઓ દેશીનામુ પૃષ્ટ ૬૧ )

૧૫ ગેર વલ્લે ગયેલી હુડીનાં નાણાં મળવા માટે આપેલા પત્રને **પેંઠ** કહેછે. તેમાં હુંડીનો મજકૂર લખાયછે. ( જુઓ ભાગ ૧૮ મો )

૧૬ ગેરવલ્લે ગયેલી પેંઠનાં નાણાં મળવા માટે આપેલા પત્રને **પર પેંઠ** કહેછે, તેમાં હુંડી તથા પેંઠનો મજકૂર લખાય છે. ( જુઓ ભાગ. ૧૮ મો )

**૧૭ ગેરવલ્લે ગયેલી હુડી, પેંઠ, અને પરપેંઠનાં નાણાં મેળવવા માટે આપેલા લેખને કાગળ કહેછે. તેમાં હુંડી. પેંઠ. અને પરપેંઠનો મ-જકૂર લખાયછે. ( જુઓ ભાગ ૧૮ મો )**

૧૮ લીધેલા રૂપિઆનો દાખલો લખી આપવામાં આવે છે. તેને **પહોંચ** કહે છે. તે ત્રણ પ્રકારની છે. ( ૧ ) રૂપિઆ ભર્યાની પહોંચ, ( ૨ ) ભલામણના રૂપિઆ લીધાની પહોંચ. [ ૩ ) હુંડી વગેરેથી રૂપિઆ લીધાની પહોંચ, ( જુઓ ભાગ ૧૮ મો )

હુંડી, અને કાગળની પહોંચ જુદી લખાતી નથી, પણ જેની તેની પાછલી બાજુએ ભરપાઇ થાય છે, તે એવી રીતે કે લી. ફલાણા ફલાણા, જત આ હુંડી ભલામણ કે કાગળથી આટલા રૂા. ભરીપુરી પામ્યોછું, એવું લખી નાણાં લીધાની મીતિ નાખી પોતા ( લખનાર ) ની સહી કરવાનો વહિવટ છે,

રૂપિઆ ભર્યાની પહોંચ આપવાનો બહુધા રિવાજ નથી, તેમ છતાં આપવી હોય, તો રૂકકાની પેઠે લખાય છે કે રૂપિઆ આટલા તમારે ખાતે જમે કર્યા છે,

ભલામણની પહોંચ અલાયદી આપવાની હોય, તો કાગળના રૂપમાં લખાય છે, અને શિકારનાર તે પહોંચને ભલામણ લખનાર ઉપર બીડે છે.

૧૯ વરકન્યાને નામે જમે રાખેલી રકમનો જે દાખલો આપે છે. તેને **પહલાચિઠી** કહે છે, ( જુઓ નમુનો ભાગ ૧૮ મો )

૨૦ સામા ધણીના હાથ દસ્કતથી લેવડ દેવડ બાબત ખાતુ પડાવે છે, તેને હાથ દસ્કતનું ખાતું કહે છે, (જુઓ નમુનો ભાગ ૧૮ મો, )

૨૧ પાંધા ભરેલી રકમ જમે મંડાવ્યાનો દાખલો આપવાને અનામતનો લેખ કહેછે, ( જુઓ નમુનો ભાગ ૧૮ મો )

## ભાગ ૧૮ મો સરાફી પત્રોના નમુના

### બેસતા વર્ષના કાગળનો જવાબ.—

સ્વસ્તિશ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને ભાઈ શ્રી જમનાદાસ મથુરાંદાસ. જોગ શ્રી અમદાવાદથી લી. મહેતા ધહેલાભાઇ નરસિંહદાસના જાહાર વાંચજો. જત અત્રે ભલું છે. તમારૂ સદા ભલું ચહાઇએ છીએ. બીજું તમારો શ્રી પૂજન બાબતનો પત્ર આવ્યો તે વાંચીને ખુશી થયા છીએ અમારો પત્ર તમને પહોચ્યો હશે. હવે હિસાબ મોકલવાની તાકીદ રાખજો કામકાજ લખજો. સં. ૧૯૪૯ ના કારતક શુદ ૪

### હિસાબ બીડયાનો પત્ર.—

સ્વસ્તિ શ્રી જુનાગઢ મહાશુસ્થાને શા–શ્રી–ગ--ગાધી પુરૂષોતમ કહાનજી જોગ શ્રી નવસારીથી લી. દેશાઇ બાપુભાઈ રૂધનાથજીના જે ગોપાળ વાંચજો. જત સં ( ) ના કારતક શુદ ૧ સુધીનોહિસાબ ઉતારીને આ સાથે બીડયો છે. તે તમારે ત્યાંના ખાતા જોડે તપાસીને જવાબ લખજો. કામકાજ લખજો. જોઇતું કરતું મગાવજો. સં. ૧૯૪૯ ના કારતક શુદ ૭ ને વાર. દા.

### [ ઉપલાનો જવાબ ]

સ્વસ્તિ શ્રી નવસારી મહાશુભસ્થાને દેશાઇ બાપુભાઇ રૂધનાથજી જોગ શ્રીજુનાગઢથી લી. ગાંધી પુરષોતમ કહાનજીના જાુહાર વાંચજો. જત તમોએ અમારા ખાતાનો હિસાબ મોકલ્યો તે પહોંચ્યો છે. અમે તેને મેળવી જોઈ જવાબ લખીશું. કામકાજ લખજો. સં. ૧૯૪૯ ના કારતક શુદ ૭ ને વાર દા—

### અવેજ વાળવા માટે પત્ર.

સ્વસ્તિશ્રી ભરૂચ મહાશુભસ્થાને પરી૦ ભાણાભાઈ નંદલાલ. જોગ શ્રી અમદાવાદથી લી૦ પરી૦ હરીવલ્લવ મૂળચંદના જેગોપાળ વાંચજો જત અત્રે કુશળતાછે તમારે ત્યાંના સમાચાર જણાવજો. બીજું અત્રે બ-

બારમાં ગુંની ભીડછે. માટે અવેજ વાળવાની તજવીજ કરજો શેઠજી તમારૂં કામ અર્ધે શુકને કરીએ છીએ માટે આ કામમાં આળસ કરશો નહિ. કામકાજ લખજો. સં૦ ( દા૦ )

## ( ઉપલાનો જવાબ )

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને શા શ્રી ૫ પરી૦ હરીવલ્લભ મૂળચંદ. જોગશ્રી ભરૂચથી લી૦ પરી૦ ભાણાભાઇ નંદલાલના જેગોપાળ વાચજો. જત અત્રે શ્રીજીબાવાની કૃપાથી ભલુંછે. તમારી બલાદનો પત્ર ૧ આવ્યો તે વાંચી ખુશી થયાછીએ. શેઠજી તમોએ અવેજ વાળવાને લખ્યું તેજાણ્યુંછે.આવતી કાલની બીજીગાડીએ તમારી રકમ જરૂર રવાના કરીશું. કોઇવાતે અંદેશો રાખશોમાં. કદાપિ વધારે રકમની જરુર હોયતો સુખેથી લખજો આ પેઢી તમારી છે. કામકાજ લખજો જો ઈતુ કરતું મગાવજો. સં. ( દા૦ )

## અવેજ પેહોચ્યાનો ઉત્તર.

સ્વતિશ્રી ભરૂચ મહાશુભસ્થાને શા શ્રી ૫. પરી. ભાણાભાઇ નદલાલ. જોગ શ્રી અમદાવાદથી લી. પરી. હરીવલ્લભ મુલચંદના જેગોપાળ વાંચજો. જત સમાચાર ૧ પ્રીછજો. બીજુ આજ રોજ ગુ. ચંદુલાલ જોડે તમારો પત્ર પોહોચ્યો.વાંચી સમાચાર જાણ્યા. તેમની સાથે રોકડ અવેજ તથા હુંડીઓ બીડી તે પહોચ્યાની વિગત—

૧૫૦૦૦) રોકડા રૂ. પંદર હજાર હા. ગુ. ચંદુલાલે ભાર્યાછે.
૧૦૦૦૦) હુંડીના કકડા મોકલ્યા તેની વિગત.
૩૦૦૦) હુંડી ૧ રૂ.૩૦૦૦) ની મુંબાઈની પરી. શામળ નથ્થુભાઈ ઉપરની લી. તમારે ત્યાંથી પરી. પ્રેમાનંદ મનસુખરા-

ખ્યા તમારીના. તુરત મુદતની શાહજોગ લખી મીતિ
( ) ની બીડી તે.

૭૦૦૦) હુંડી ૧ તંમારા મથાળાની સુરત ખાતે પરી. હરી
ભક્તિ ઉપરની મુદત ચાર ભોમની શાહજોગ લખી મીતિ
( )બીડીતે.

૨૫૦૦૦) ૧૦૦૦૦

એની વિગતે અવેજ આવ્યાછે તેમાંથી રોકડ રકમ તમારે ખાતે જમે કરીછે અને હુંડાના નાણાં શિકરાવી જમાં કરીશુ તે જાણજો હાલ- નો ખબર તેજ હોવાથી તમને લખવુ પડયું હતુ. કામ કાજ લખજો. જોઈતું કરતું મગાવજો સં. ( )

## ચિઠી.

સ્વસ્તિશ્રી લુણાવાડા મહાશુભસ્થાને શા. ગણપત હરજીવનદાસ. જોગશ્રી વાગશિનોરથી લી. શાહ. લલ્લુભાઈ જોઈતાદાસના જે ગોપાલ વાચજો જત અત્રેથી ગાંધી નંદલજી વખતચંદ તમારા તરફ આવ્યાછે. તેમની સારી રીતે બરદાસ લેજો. બીજુ તે ધણી માગે તો રૂા. ૧૦૦) અંકે સો સુધી અમારે ખાતે આપજો. તેની પહોચ માગશો નહિ. તમા- રો જવાબ આવેથી અમે અવેજ બીડીશું તે જાણજો. સંવત્ ૧૯૪૯ ના કારતક સુદ. ૨ ને વાર દા. પોતે

## શાહજોગ ચિઠી.

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને શા. શ્રી. ૫ પરીખ. હરીવ- લ્લભ મૂળચંદ જોગ શ્રી વડોદરેથી લી. પરી ઝવેરચંદ લખમીચંદના જે ગોપાલ વાંચજો જત રૂા. ૨૦૧) અંકે બસેં એક મોદી ગિરધરલાલ બા-

ણાભાઇને શાહ વેપારી જોગ આપજો. અને અમારે ખાતે ઉધારજો સંવત્ ૧૯૪૮ ના આસો સુદ ૧ ને ભોમ. દા. મણિલાલ ઝવેરચંદના જે-ગોપાલ વાંચજો.

## ભલામણ

સ્વસ્તિશ્રી સુરતબંદરે મહાશુભસ્થાને શા૦ શ્રી. ૫ મોદી ગિરધરલાલ ભાણાભાઇ. જોગશ્રી. વડોદરેથી. લી. પરી. વલ્લવદાસ નદલાલના જે ગોપાલ વાચજો. જત શાડ. છગનલાલ વલ્લુભાઇ તમારા તરફ આવ્યા છે. તેમને જરૂરપડે, તો રૂ૦ ૨૦૦) બસએક સુધી આપજો તેની બંધી આ ભલામણ લખ્યાની મીતિથી માસ એકની અંદર લેવા આવે તો આપજો મુદત વિતે લેવા આવે, તો અમારો જવાબ મગાવીને આપજો. કામકાજ લખજો સવત્ ૧૯૪૮ ના ભાદરવા વદ. ૭)) દા પોતે

હુંડી [ નામજોગી )

લી૦ પરી૦ શા૦ મળભાઇ નથ્થુભાઇ. જત

આહુંડી શિકારી નાણું આપજો દા. પોતે

શ્રી. ૧।

સ્વસ્તિ શ્રી મુંબાઈ બંદરે મહાશુભસ્થાને શા. શ્રી. ૫ પરી શામળભાઇ નથ્થુભાઈ. જોગ શ્રી વડોદરેથી લી. પરી. શામળભાઈ નથ્થુભાઇના જુહાર વાંચજો. જત અત્રેથી રાખ્યા. મહેતા મણીલાલ મૂળજી પાસેથી રૂ. ૧૨૫ ) અંકે સવાસો પુરા રોકડા લીધા છે. તેની મુદત હુંડી પહોંચ્યા પછી તરતની, નામે રાખ્યાવાળા ધણી જોગ નિશાની જોઇને આપજો. સં. ૧૯૪૮ ના ભાદરવા સુદ ૧૫ ને વાર રવેઉ. દા. છોટાલાલ અંબાઈદાસના જે ગોપાળ વાંચજો. |૧૨૫|

નીમે રૂ. સાડીપાસઠથી બમણા પુરા રૂ. સવાસો કરી આપજો.

હુંડી ( શાહજોગી )

લી. પરી. કેશવલાલ પરમાનંદ. જત આ હુંડી
શિકારી નાણાં આપજોદા. પોતે.

શ્રી.૧

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને શા. શ્રી. ૫ પરી. હરિવલ્લભ મૂળચંદ જોગશ્રી વડોદરેથી લી. પરી. કેશવલાલ પરમાનંદના જે ગોપાળ વાંચજો જત અત્રે ાા રાખ્યા ત્રવાડી બાળકૃષ્ણ મનસુખરામ પાસેથી રૂ. ૧૦૦૦) અંકે હજાર પુરા રોકડા લીધાછે. તેની મુદત હુંડી પહોચેથી દીન. ૪ ચાર પછીની નામે ત્રવાડી. નાથજી ઘહેલાભાઈને શાહ જોગ આપજો. નિશાની એજે અમારીવતીને ખાતે ઉધારજો સં. ૧૯૪૮ ના શ્રાવણ સુ. ૧૫ ને શનેઉ. દા. કલ્યાણભાઈ અમીચંદના જુહાર વાંચજો.

|૧૦૦૦|

નામે રૂપિયા પાંચસોથી બમણા પુરા એક હજાર કરીઆપજો.
લી. ગાંધી. જાદવજી વખતચંદ જત આ હુંડી
શિકારી નાણાં આપજો. દા. પોતે.

શ્રી. ૧ ( ૨ )

સ્વસ્તિશ્રી વાડાશિનોર મહાશુભસ્થાને શા. શ્રી ૫ મોદી અમૃતલાલ નાથજી જોગશ્રી. દેવગઢ બારીએ લી. ગાંધી જાદવજી વખતચંદના જે ગોપાલ વાંચજો જત અત્રેથી રાખ્યા. ગાંધી. મથુરલાલ વખતચંદ પાસેથી રૂ. ૫૦) પચાસ પુરા લીધાછે. તેની મુદત હુંડી પહોચ્યા પછી વાર બો-

મની. નામે શાહ વેપારી જોગ નાંણાં હુંડીની રીતનાં ચથ * ઠામ ઠેકાણું ચોકશ કરીને આપજો. નિશાની એજે તમારીવત્તી શ્રી વડોદરાવાળા ભાણાભાઈ નંદલાલને ખાતે ઉધારજો સં. ૧૯૪૮ ના ભાદરવા સુદ ૪ ને ને વાર બુધે દા. મનસુખ અમૃતલાલના જેગોપાલ વાંચજો.

૫૦

નીમે રૂ. પચીસથી નીમે રૂા સાડાબારથી ચોગ
ણા પચાસ પુરા કરીઆપજો

પેંઠ

લી૦ ગાંધી જાદવજી વખતચંદ જત આ પેંઠ
શિકારી નાણાં આપજો. દ. પોતે.

શ્રીરા

સ્વસ્તિશ્રી વાડાશિનોર મહાશુભસ્થાને શા૦ શ્રી. ૫ મોદી. અમૃતલાલ નાથજી જોગશ્રી દેવગઢબારીએથી લી૦ ગાંધી. જાદવજી વખતચંદ જત હુંડી રૂા. ૫૦) પચાસની તમારા ઉપરની તમારીવતી વડોદરા વાળા ભાણાભાઇ નંદલાલને ખાતે લખીઅનેથી અમારીના રાખ્યા ગાંધી મથુરલાલ વખતચંદ પાસેથી મુદતવાર ભોમની ભાદરવા વદ. ૮ ને વાર ગરેરૂએ લખીછે તે રાખ્યા વાળા ધણી કહેછે, કે હુંડી ગેરવલ્લે પડીછે. માટે આ પેંઠ લખી આપીછે. તમે તમારો રોજમેળ નોંધવહી, આવરો વગેરે ઠેકાણે જોઈ તપાસી હુંડી ના શિકરાઈ હોય, તો આપેંઠ શિકારી નાણાં આપજો કદાપિ હુંડી શિકારી નાણાં અપ્યાં હોય, તો આપેંઠ રદછે વાંચીને ફાડી નાખજો. અમે તમને સનંદો બે થઇને એકવાર મજરે આપીશું. સં. ૧૯૪૮ ના

* કેટલાક વેપારી ઘરઠામ ઠેકાણું લખે છે.

ભાદરવા સુદ ૧૦ ને વાર ભોમે દા૦ મોહનલાલ અમૃતલાલના જેગોપાળ વાંચજો. ।પ૦।

નીમે રૂા- પચીસથી નીમે રૂા. સાડાબારથી ચોગણા પચાસપુરા કરી આપજો.

પરપેંઠ.

લી. ગાંધી. જાદવજી વખતચંદ જત આ નીચેલખ્યા પ્રમાણે પર પેંઠ શિકારી નાણું આપજો દા. પોતે

શ્રી ૧।   |પરપેંઠ છે|

સ્વસ્તિશ્રી વાડાશિનોર મહાસુભસ્થાને શા. શ્રી. ૫. મોદી અમૃતલાલ નાથજી જોગશ્રી દેવગઢથી લી, ગાંધી જાદવજી વખતચંદના જેગોપાલ-વાંચજો. જત પ્રથમ હુંડી નંગ ૧ રૂા.૫૦) પચાસની તમારા ઉપરની તમારીવતી વડોદરા વાળા ભાણાભાઇ નંદલાલને ખાતે લખી અત્રેથી અમારીના રાખ્યા ગાંધી, મથુર વખતચંદ પાસેથી મુદતવાર ભોમની લખી ભાદરવા સુ૦ ૪ ને વાર બુધે. ત્યારપછી પેંઠ લખી આપીછે ભાદરવા સુ૦ ૧૦ ને વાર ભોમે તે રાખ્યાવાળા ધણી કહેછે, કે હુંડી તથા પેંઠ સનંદો બે ગેરવલ્લે પડયાં,છે માટે આ પરપેંઠ લખી આપીછે. તેથી તમો તમારો રોજમેળ, નોંધવહી, આવરો, ખાતાવહી વગેરે જોઈ તપાસીને નાણા ન આપ્યાં હોય, તો આ પરપેંઠ શિકારી નાણું આપજો. કદાચ હુંડીતથા પેંઠ સનંદ બેમાં શિકારી નાણું આપ્યા હોય. તો આ પરપેંઠ રદ સમજજો. વાંચીને ફાડી નાખજો. અમો તમોને સનંદો ત્રણથઇને એકવાર મજરે આપીશું તે જાણજો. સં૦ ૧૯૪૮ના ભાદરવા વદ ૧૪ નેવાર.રવેઉ. દા૦ ગાંધી મોહનલાલ અમૃતલાલના જેગોપાળ વાચજો.

|૫૦|

નીમો નીમે રૂપિયા સાડાબારથી ચોગણા
રૂપિયા પચાસ પુરાકરી આપજો
શ્રી ૧૧ ( કાગળ. )

સ્વસ્તિ શ્રી વાડાશિનોર મહાશુભસ્થાને શ.-શ્રી-૫-મોદી અમૃતલાલ નાથજી જોગ શ્રી દેવગઢથી લી ગાંધી જાદવજી વખતચંદના જે ગોપાળ વાંચજો. જત હુંડી ૧ રૂ ૫૦) પચ્ચાસની તમારા ઉપરની તમારી વતી વડોદરાવાળા પરી. ભાણાભાઈ નદલાલને ખાતે, લખી અત્રેથી અમારીના, રાખ્યા ગાંધી મથુર વખતચંદ પાસેથી, મુદત વાર ભોમની. લખી ભાદરવા શુદ ૪ ને વાર બુધે પછી પેંઠ આપી ભાદરવા શુદ ૧૦ ને ભોમે ત્યાર પછી પરપેઠ લખી ભાદરવા વદ ૧૪ ને રવૌ. તે રાખ્યા વાળા ધણી કહેછેકે હુંડી તથા પેંઠ તથા પરપેઠ સનંદો ત્રણ ગેરવલ્લે પડયાંછે. માટે આ કાગળ લખી આપ્યોછે. તમે તમારો રોજમેળ, નોધ, આવરો, અને ખાતાવહી વગેરે ચોપડા જોઈ તપાસીને નાણાં ન આપ્યાં હોય તો આ કાગળ શિકારી નાણાં આપજો. કદાપિ હુંડી, પેંઠ, તથા પરપેંઠ સંનદો ત્રણમાં શિકારી નાણાં આપ્યાં હોય તો આ કાગળ રદ સમજજો. વાંચીને ફાડી નાખજો. અમે તમોને સનંદો ચાર મધ્યે વાર એક મજરે આપીશુ. તે જાણજો. સં. ૧૯૪૮ના આસો શુદ ૨. દા.

## હુંડી શિકારવાને લખેલો પત્ર.

સ્વસ્તિ શ્રી જુનાગઢ મહાશુભસ્થાને શા શ્રી ૫. પરી. મહાસુખલાલ પિતાંબરદાસ. જોગ શ્રી દેવગઢથી લી. ગાંધી ગુલાબચંદ ભાઇચંદના જે ગોપાળ વાંચજો. જત અત્રે શ્રી ઠાકોરજીની કૃપાથી ખુશીઆનંદમાં છીએ. તમારી કુશલતાના સમાચાર લખશો.બીજું અત્રેથી ૨૦૦)ની હુંડી ૧

૩- બસેંની અમારીવતીને ખાતે તમારા ઉપરની લખી અમારીના, રા ખ્યા શા રણછોડ બાપુજી પાસેથી મુદત દીન ૧ વળતાની નામજોગ લખી મીતિ [ ] તે રાખ્યાવાળા આવેથી શાહજોગ નાણાં આપીને ખોખુ તુરત બીડજો કામકાજ લખજો—સં—[ ] દા. [ ].

## [ ઊપરના કાગળનો જવાબ ]

સ્વસ્તિ શ્રી દેવગઢ મહાશુભસ્થાને શા. શ્રી ૫ ગાંધી ગુલાબચંદ ભાઇચંદ જોગશ્રી જુનાગઢથી લી પરી. મહાસુખલાલ પિતાંબરદાસન-જે ગોપાળ વાંચજો. જત તમારો પત્ર આવ્યો તે વાંચી સમાચાર જાણ્યા-છે. વળી સંભારીને લખજો શેઠજી તમોએ રૂ ૨૦૦) બસેંની હુંડી ૧ લ-ખેલી પહોચી છે. તે મુદતસર શિકારી નાણાં આપીને અમારીવતી તમારે ખાતે ઉધારીશું અને ખોખું તમને બીડીશું. કામકાજ લખજો. જોઇતું કરતું મંગાવજો. સં. [ ] દા. [ ].

## ખોખુ બીડયાનો પત્ર.

સ્વસ્તિ શ્રી દેવગઢ મહાશુભસ્થાને શા શ્રી. પ. ગાંધી ગુલાબચંદ ભાઈચંદ જોગ શ્રી. જુનાગઢથી લી. પરી. મહાસુખલાલ પિતાંબરદાસના જેગોપાલ વાંચજો જત સમાચાર ૧ જાણજો. બીજું તમારી હુંડી ૧ રૂ ૨૦૦) બસેની શિકારી તેની વીગત –૨૦૦) હુંડી ૧ રૂ ૨૦૦) બસેંની અમારા ઉપરની લી. તમારીના રાખ્યા શાહ રણછોડ બાપુજી પાસેથી દીન ૧ વળતાની નામજોગ લખીઆપી મીતિ. ( ) તેનાં નાણાં-રાખ્યાવાળા ધણીનેઆપ્યાંછે અને ભરપાઈ કરાવી હુડીનું ખોખું આસાથે બીડયુ છે તે પહોચેથી જવાબ લખજો સં. ( ) દા. (

## ભલામણ શિકાર્યાનો પત્ર.

સ્વસ્તિ શ્રી વડોદરા મહાશુભસ્થાને શા. શ્રી ૫. ૫રી. વલભદાસ નંદલાલ જોગ શ્રી સૂરત બંદરથી લી. મોદી ગીધરલાલ ભાણાભાઇના જે ગોપાળ વાંચજો. જત સમાચાર ૧ પ્રીછજો. બીજું. ભલામણ ૧ અમારી ઉપર રૂ ૨૦૧ ) બસેં એકની તમારે ત્યાંના શા છોટાલાલ મનસુખરામને તમોએ લખી આપી મીતિ ( ) તે ભલામણ પેટે અમોએ શા છોટાલાલ મનસુખભાઈને રૂ ૧૦૧ ) એકસોએક આપ્યા છે અને તે ધણી કનેથી પહોચ લખાવીને બીડી છે માટે એ રકમ અમારે ખાતે જમે કરી જવાબ લખજો. કામકાજ લખજો -સં ( )

## કાગળથી રૂ. લીધાની પહોચ.

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાશુભસ્થાને શા. શ્રી. ૫ શાહ–મોજીલાલ રણછોડદાસ જોગ શ્રી પડાલથી લી. શા કેશવલાલ જેઠાભાઇના જેજે શ્રી ગોકુલેશ વાંચજો. જત તમોએ શા+છોટાલાલ ભુરાભાઈ ઉપર રૂ. ૫૦ ) પચાસ લેવાને કાગળ આપ્યો મીતિ સં. ૧૯૪૮ ના આસો સુ. તે પેટે રૂ. ૨૫ ) અત્રે એ ધણીને ત્યાંથી લીધા છે. તે તમે એમને મજરે આપજો. અમે તેની આ પહોચ લખી આપી છે સં. ( )

## ભરણાની પહોંચ.

માસ્તર સાહેબ ગવરીશંકર પ્રભાશંકર જત ચિ. ગંગાશંકરે રૂ. ૧૨૫ ) અંકે એકસો પચીસ ભર્યા તે અમને પહોચ્યા છે. સં. ૧૯૪૮ ના ભાદરવા સુ. ૧૩ ને રવેઉ તા. ૪–૯–૯૨ દા. કેશવલાલ ધરમચંદ

( અથવા. )

રા. રા. ગવરીશંકરભાઇ. જોગ લી. ઝવેરી કેશવલાલ ધરમચંદ. જત તમોએ રૂ. ૧૨૫) અંકે સવાસો ચિ. ગંગાશંકર સાથે મોકલ્યા તે પહોચ્યાછે. અને તમારે ખાતે જમે કર્યાછે. સં ( ) દા. પુરષોતમદાસ,

## ભલામણથી રૂા. લીધાની પહોંચ

સ્વસ્તિશ્રી વડોદરા મહાસુભસ્થાને પરી. વલવદાસ નંદલાલ જોગ શ્રી સુરત બંદરથી લી શા. છોટાલાલ મનસુખરામના જેગોપાળ વાંચજો. જત તમોએ ભલામણ૧ રૂા ૨૦૧) અંકે બસેં એકની અત્રેના મોદી ગીરધરલાલ ભાખુભાઈ ઉપરની લખી આપી મીતિ. ( ) તે ભલામણ પેટે તેમની પાસેથી રૂા. ૧૦૧) એકસો એક રોકડા લઈને આ પહોંચ લખીઆપીછે માટે તે અમારે ખાતે ઉધારીને એ ધણીને મજરે આપજો. કામ કાજ લખજો. સં. ૧૯૪૮ ના આસો સુદ ૧- દા. પોતે.

## પલ્લાની ચિઠી.

શ્રી. ૧।

સૌ૦ વિજળી તથા શાહ કેશવલાલ લલ્લુભાઇ જોગલી૦ પરી૦ મગનભાઇ હરીભક્તિદાસ જત તમારા પલ્લાના રૂા. ૫૫૧) અંકે પાંચસો એકાવન પુરા રોકડા મૂકયા છે. તેનું વ્યાજ માસ ૧ એકે સૈકે છ આનાલેખે ઠરાવ્યુંછે સં૦ ૧૯૪૮નો આસો સુ૦ ૪ને વાર ગરેઉ. દા. ( )

## અનામતનો લેખ.

સંવત્ ૧૯૪૮ના આસો સુદ ૧૨ને વાર ગરેઉ. મજમુદાર ચુનીલાલ મંછારામ તથા શાહ ભગવાનદાસ પ્રાણજીવનદાસ. જોગલી૦ પરી મગનલાલ હરિભાઇ. જત તમોએ મજીઆરા રૂા૦ ૧૦૦૧) અંકે એકહજાર એક અનામત મૂકયાછે. તે તમો ઉભયતા આવેથી પાછા આપવા. એ રકમ અનામત મૂકીછે. માટે તેનું કંઇ વ્યાજ મળશે નહિં. દા૦ મગનલાલ પુરષોતમભાઈ

---

કેટલાક વરકંન્યાના બાપનું નામ લખેછે અને કેટલાક સૌ૦ અમુક ફલાણાની ધણિયાણી એમ પણ લખેછે.

### હાથ દસ્કતનું ખાતું.

પટેલ. લખાભાઇ લલ્લુભાઇનું ખાતું. સં. [ ] ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| | ૧૫૧) માગશર સુદ ૨ રોકડા એ<br>કસો એકાવન લીધાછે તેનું<br>વ્યાજ માસ ૧ એકે સેંકડે<br>બાર આના લેખે ઠરાવ્યું છે<br>પા. લખાભાઈ લલ્લુભાઈ<br>સહી દા. પોતે |

## ભાગ ૧૯ મો.

### વેપારીના માલને લગતા પત્રો વિષે.

૧ વેપારીઓના માલની લેવડ દેવડમાં નીચે પ્રમાણે પત્રો લખાય છે. ( ૧ ) ચિઠી ( ૨ ) કામકાજનો કાગળ ( ૩ ) ભરતિયુ ( ૪ ) માલનો ક બાલો ( ૫ ) બાના ખત ( ૬ ) વાયદા ચિઠી. ( ૭ ) કરાર ( ૮ ) વિમા ચિઠી. ( ૯ ) સતમી. ( ૧૦ ( પહોંચ. ( ૧૧ ) કબૂલતની ચિઠી. ( ૧૨ ) બારકસ વાળાના સામા દસ્કતનું ખાતું.

૨ રૂકકાને ચિઠી કહે છે ( જુઓ. અંક ૧ ભાગ ૮ મો. )

૩ માલ લેવા દેવાની બાબતમાં જે પત્ર લખાય છે તેને કામકાજનો કાગળ કહે છે. ( જુઓ ભાગ ૧૦ મો તથા ભાગ ૨૦ મો.)

૪ મોકલેલા માલની વિગત તથા તે ઉપર થયેલા ખરાજાતની વિગતવાળા પત્રને ભરતિયું કહે છે. ( જુઓ ભાગ ૨૦ મો. )

૫ સહી કરેલા માલ બાબત લખી આપેલા લેખને **માલનો કબાલો** કહે છે. ( જુઓ ભાગ ૨૦ મો )

૬ માલ સહી કરી લીધા બાબત આપેલી કે લીધેલી બાનાની રકમ બાબત લખેલા પત્રને **બાનાખત** કહે છે. ( જુઓ ભાગ ૨૦ મો. )

૭ સહી કરેલો માલ આપવાને બાંધેલી મુદત બદલ લખેલા કરારને વાયદા ચિઠી કહે . ( જુઓ ભાગ ૨૦ મો. )

૮ માલ લેવા દેવાની બાબતમાં કરેલી સરતોના લેખને **કરાર** કહે છે.

૯ માલનો વિમો ઉતરાવીને વિમાવાળા પાસેથી કરાવી લીધેલા લેખને **વિમા** ચિઠી કહે છે. ( જુઓ ભાગ ૨૦ મો )

૧૦ જળ માર્ગે ચઢાવેલો માલ હકબંધ તપાસી લેવા બાબત કાગળ લખવામાં આવેછે તેને **સતમી** કહે છે. ( જુઓ ભાગ ૨૦ મો. )

૧૧ જેમાં માલ પહોચ્યાનો જવાબ આપ્યો હોય તેવા પત્રને **માલની પહોંચ** કહે છે. ( જુઓ ભાગ ૨૦ મો. )

૧૨ અરસ્પરસ આપવા લેવાના સંબંધમાં કરેલા નિરાકરણના લેખને **કબૂલત** ચિઠી કહે છે. ( જુઓ ભાગ ૨૦ મો )

## ભાગ. ૨૦ મો.

# વેપારીના પત્રોના નમુના.

### આડત બાંધવાનો પત્ર.

સ્વસ્તિ શ્રી કલકત્તા બંદર મહાશુભસ્થાને શા. શ્રી ૫. પરી. ગોપીનાથ શીવનારાયણ જોગશ્રી મિરજાપુરથી લી. શા. દેવીદાસ ગણેશદાસના જેગોપાળ વાંચજો. જત અત્રે શ્રીજીની કૃપાથી ભલું છે, તમારે ત્યાં કુશળતા હશે. શેઠજી અમોએ અત્રે કાપડની દુકાન ઉઘાડી છે તેને માટે

જોઇતું કાપડ તમારે ત્યાંથી મગાવવાનો વિચાર છે તો અમારી સાથે આડત રાખી કામેકાજ કરશો કે નહિ તેનો જવાબ લખજો. તમારો જવાબ આવેથી માલ મગાવવાનો વિચાર થશે. તમારે અમારી સાથે નવો પ્રસંગ છે માટે જરૂર હશે તો અમે તમને શાહજોગ આસામીની ઓળખ આપીશું. કામકાજ લખજો મીતિ—

( જવાબ. )

સ્વસ્તિશ્રી મિરજાપુર મહાશુભસ્થાને. શા. શ્રી ૫. શા દેવીદાસ ગણેશદાસ. જોગશ્રી કલકત્તા બંદરથી લી. પરી. ગોપીનાથ શીવનારાયણ ના જે ગોપાલ વાંચજો. જત તમારો પત્ર પહોચ્યો વાંચી સમાચાર જાણ્યા. કાપડ મોકલવાની આડત બાંધવા વિષે લખ્યું તે ઠીક છે તમને જે માલનો મોખ હોય તે ખુશીથી મગાવજો આ દુકાન તમારીછે. આડત ખરચ શીરસ્તા મુજબ લઇશું. અને મગાવશો તે ચાર ઠેકાણે ફરીને કરકસરથી માલ શીકાર ખરીદ કરીને મોકલીશું. જવાબ લખજો. કામ-કાજ જણાવજો. મીતિ

## માલ મોકલવાનો પત્ર.

સ્વસ્તિશ્રી ઢાકા મહાશુભસ્થાને પટેલ. દામોદરદાસ અમથાભાઇ જોગશ્રી મુંબાઇ બંદરથી લી. પટેલ ચુનીલાલ અમથાભાઇના રામ રામ વાંચજો. જત તમારો પત્ર વાંચી સમાચાર જાણ્યાછે. મખમલના તાકા ત્રીસની ગાંસડી તુરત ચઢાવજો અને ભરતિયું તથા રસીદ તુરત બીડજો. હુંડી ૧ રૂ ૧૦૦૦) હજારની કલકત્તાની પરી. પ્રેમાભાઈ હેમાભાઇ ઉપર-ની શાહજોગ બીડીછે તેનાં નાણાં મળેથી અમારે ખાતે જમે કરજો. કદાપિ એ હુંડી શિકરાય નહિ તો તુરત પાછી બીડજો. અમે તમને બીજી રીતે અવેજ વાળીશું. ચાર ઠેકાણે ફરીને માલ શિકાર જોઇ કરકસરથી

ખરીદ કરજો. જવાબ લખજો. માલ મોકલવાની તાકીદ રાખજો. કામકાજ લખજો. મીતિ

## ( ઉપલાનો જવાબ. )

સ્વસ્તિશ્રી મુંબાઈબંદરે મહાશુભસ્થાને પટેલ. ચુનીલાલ અમથાભાઈ જોગશ્રી ઢાકાથી લી. પટેલ દામોદરદાસ ન.મથાભાઇના જેગોપાલ વાંચજો. જત તમારો પત્ર પોહોચ્યોછે. તમારા લખવા પ્રમાણે મખમલ ખરીદ કરી તેની ગાંસડીઓ બે રવાના કરીછે અને રસીદ તથા ભરતિયું આસાથે બીડ્યુંછે. તે પહોચશે. માલના રૂ ૧૪૮૦)= સં. ( ) ની મીતિના અમારે ખાતે જમે કરી જવાબ લખજો તમોએ હુંડી ૧ બીડી તે પોહોતીછે તપાસ કરીને જવાબ લખીશું. કામકાજ લખજો- મીતિ.

## માલ મંગાવ્યાનો પત્ર.

સ્વસ્તિશ્રી મુંબાઇબંદરે મહાશુભસ્થાને ભાઇજી શ્રી માનચંદ પ્રભુદાસ જોગશ્રી જેપુરથી શ્રી પ્રેમચંદ પ્રભુદાસના જુહાર વાંચજો. જત તમારો કાગળ નથી તે લખજો. બીજું અમારે માટે માલ ખરીદી મોકલજો. તેની વિગત

ધોતીજોટા ૨૫ વાર ૧૦ ઈંચ ૫૦.
ધોતીજોટા ૨૦ વાર ૮ ઈંચ ૫ .
દુપટ્ટાજોટા ૨૦ વાર ૬ ઈંચ ૫૦.
દુપટ્ટાજોટા ૨૫ વાર ૫ ઈંચ ૪૦.
જગન્નાથી તાકા ૧૧૫ વા. ૧૮.

એણી વિગતે માલ ખરીદ કરી મોકલજો. હુંડી પાછળથી બીડીશું. કામકાજ લખજો. મીતિ–

**ભરતિયું.** ( માલ મોકલ્યાનો પત્ર )

સ્વસ્તિ શ્રી જેપુર મહાશુભસ્થાને ભાઈ પ્રેમચંદ પ્રભુદાસ જોગ શ્રી મુંબાઇબંદરથી લી. માનચંદ પ્રભુદાસના જુહાર વાંચજો. જત નીચે લખ્યા પ્રમાણે માલ મોકલ્યો છે–

૪૦॥= ધોતી જોટા નં ૨૫ વા. ૧૦ ઈં. ૫૦ દા. ૧॥=

૨૭॥ ધોતી જોટા નં, ૨૦ વા. ૮ ઈ. ૫૨ દા. ૧=

૨૧। દુપટ્ટા જોટા નંગ. ૨૦ વા. ૬ ઈ. ૫૦ દા ૧)-

૧૮॥। દુપટ્ટા જોટા નંગ. ૨૫ વા. ૫ ઈ ૪૦ દા. ०॥।

૩૨૪) જગન્નાથી ૧૦૮ વા ૧૮ ધોએલી દા. ૩)

૪૩૨

૨)=॥ હકસાઈદા. ०॥

૪૩૪।०॥

૧૪॥-। વળતર દા. ૩।=

૪૧૯॥=। બાકી.

૧॥= ગાંસડીઓની બંધામણના

०।= મારફતના.

०)= ધર્માદાના.

૪૨૧॥-।

એણી વિગતે અમારે ખાતે જમે કરીને જવાબ લખજો. મીતિ.

**માલ ન મોકલવાનો પત્ર.**

સ્વસ્તિશ્રી રતલામ મહાશુભસ્થાને કોઠારી છમનલાલ અમથાભાઇ. જોગશ્રી ભરૂચથી લી० શા પ્રાણલાલ ઝવેરદાસના જેગોપાળ વાંચજો. જત આજ કાલ ઘઉંનો બજાર મંદછે. તેનો બરાબર ઉઠાવ થતો નથી. માટે

અમારે ખાતે મગાવ્યા વગર કોઇ જાતનો માલ ચઢાવશો નહી. બજારની રૂખ તથા પીઠ ભાવ વખતો વખત બરાબર લખતા રહેજો. કામકાજ લખજો. મીતિ. દા० પોતે.

## ( ઉપલાનો જવાબ )

સ્વસ્તિશ્રી ભરૂચ મધે શા પ્રાણલાલ ઝવેરદાસ. જોગશ્રી રતલામથી લી० કોઠારી ગનલાલ અમથાભાઇના જેસ્વામિનારાયણ વાંચજો. જત તમારો પત્ર વાંચી સમાચાર જાણ્યાછે. તમારો પત્ર આવી પહોચ્યો તે ઠીક થયુછે અમે હજુ તમારા માટે માલ ખરીદેલો નથી. આપના લખ્યા વગર અમે કોઇ રકમ મોકલવાના નથી. તમને જ્યારે જે માલની જરૂર પડે ત્યારે તે જણાવજો એટલે ખરીદ કરી મોકલાવીશું. તમારા તરફનો બજાર મંદ છે પણ બંગાળા તરફનો બજાર તેજ હોવાથી અત્રે ઘઊંના ભાવ વધતા જાયછે તે જાણજો. કામકાજ લખજો. મીતિ.

## માલ ઓછો નીકળ્યાનો પત્ર.

કલકત્તા બંદર મધ્યે શા નેમીચંદ જુહારચંદ જોગ શ્રી ભાગલપુરથી લી. રાધાકીસન ચેતનદાસના જેગોપાળ વાંચજો. જત તમારો પત્ર પોહોચ્યોછે. તમોએ લાલ મખમલના તાકા ચઢાવ્યા તે પહોચ્યાછે. તપાસી જોતાં થાન એક ઓછું નીકળ્યુંછે માટે તમારે ત્યાં ચોકસી કરો એક તાકાની કીમત અમારે ખાતે જમે કરીને જવાબ લખજો. મીતિ —

## માલનો ભાવ મગાવવા વિષે પત્ર.

સ્વસ્તિશ્રી ભાવનગર મહાશુભસ્થાને શા. શ્રી. ૫ ત્રવાડી કૃપાશંકર દોલતરામ જોગ શ્રી પેટલાદથી લી. અધ્યારૂ ગણપતરામ હરગોવિંદદાસના નમસ્કાર વાંચજો. જત અમારે અહિનું રૂ તમારી આડતથી

વેચવાનો વિચાર છે. તો બજારમાં તપાસ કરી ચોકસ પીઠ ભાવ લખી-જણાવજો. તેમાં અમને પરવડતું હશે તો માલ તાકીદથી ચઢાવીશું. કામકાજ લખજો. મીતિ.

## (ઊપલાનો જવાબ.)

પેટલાદ મધ્યે અધ્યારૂ ગણુપતરામ હરગોવિંદદાસ જોગ શ્રી ભાવનગરથી લી કૃપાશંકર દોલતરામના નમસ્કાર વાંચજો. જત રૂના માલનો વકરો કરાવી આપવા વિષે લખ્યુ તે જાણ્યુંછે. હાલ ચાર પાંચ દિનથી રૂનો બજાર ઠીકછે. કારણ મુંબાઈથી ચીન અને હોંગકોંગ તરફ માલની નિકાસ સારી થાયછે. માટે હજુ ભાવ તેજ થશે એમ સમજાયછે. તમારૂ કામ અમને સોંપસો તો અમે બનતા સુધી તમને ફાયદો થાય તેમ કરીશું. કામકાજ લખજો. અમે પણ રૂપ પ્રસગ જોઇને જવાબ લખીશું. મીતિ.

## માલનો કબાલો.

સં. ના વરખે મીતિ. તા. (અમૂક) અંગ્રેજી દિને. ભરૂચના રહેનાર પરી. મુળચંદ વ્રીજભૂખણદાસ જોગ લી. કરજણ જીલ્લે વડોદરાના રહેનાર પટલ લલ્લુભાઈ ગીરધરભાઈ જત તમોને અમોએ માલ દેવો કર્યોછે તેની વિગત—

૨૦૦) ઘઉ કળશી ૫ અંકે પાંચ દર કળશી એકના રૂ૪૦) ચાળીશ લેખે-

૪૮૦) કપાસનાંકાલાં ભાર ૧૨) બાર કાનમનાં દર ભારે રૂ૪૦) ચાળીશ-

૩૨) જુવાર કળશી ૨ બે દર કળશીના રૂ૧૬) સોળ લેખે.

૭૧૨

એણી વિગતે સાતસેં બાર રૂપિયાનો માલ (અમુક મીતિએ) વાયદાની અંદર ઉપરના ભાવે તમને પુરો પાડીશું. કદાપિ ઉપરની મીતિએ

ન લાવી આપું તો કબાલાની સરતની મીતિએ બજાર ભાવે જે ખોટ જાય તે તમારો હિસાબ જોઇ મજરે આપુ, અને તે ના આપુ તો તમે કાયદેસર ઇલાજ લો તેનો જવાબ હું આપું; અથવા મારી હરેક માલમિલકતથી તે ખોટ વસુલ કરી લેવામાં હરકત કરૂં નહિ. આ કબાલાના બાના પેટે ૩૩૦૦) ત્રણુસેં કલદારની હુંડી ૧ શ્રીસૂરત ખાતે મોદી ગીરધરલાલ ભાણાભાઇ ઉપરની તમારા મથાળાની અમને આપીછે તેનાં નાણા હિસાબમાં મજરે આપીશું. આ લખ્યુ તે બાપના બોલ સાથે પાણીએ સહી

| અત્ર મતુ | અત્ર શાખ. |
|---|---|
| ૧ પા. લલ્લુભાઇ ગીરધરભાઇ મતુ ઉપર લખ્યુ તે સહી દા. પોતે. | ૧ શેઠ હરીલાલ વૃજભૂખણદાસ સાખ |
| | ૧ શાહ અમથાભાઇ હીરાભાઇ સાખ. |

## બાના ખત.

માલ લેવા દેવાની સરતના બદલમાં જે રકમ અગાઉથી આપવામાં આવેછે તેને બાનું; અને તે રકમના દાખલા માટે લખાવેલા લેખને બાનાખત કહેછે. કેટલાક બાનામાં આપેલી રકમ કબાલાની અંદર લખાવેછે અને કેટલાક તેનો જુદો દસ્તાવેજ લખાવીલેછે જેમકે -

સંવત ૧૯૩૬ના કારતક શુદ ૫ને વાર શનેઉ તા— અંગ્રેજી દિને કસબે વિરમગામના રહેનાર કેશવલાલ પ્રાણશંકર જોગ લી० એક ગામ વાશી ત્ર. રેવાદાસ બહેચર. જત બાનાખત લખી આપુછુંકે. તમને કપાસનાં કાલાં મણ ૨૫ પચીસ દા० ૬)ના ભાવે આપવાં કબૂલ કરેલાંછે તે પેટે રૂ ૫૧) અંકે એકાવન પુરા રોકડા બાનામાં લીધાછે તે માલનો હિસાબ સમજતી વખતે મજરે આપુ અને વાયદા મુજબ માલ ન-

ભરૂ નો બાનામાં લીધેલા રૂ૦. બ્યાજની કસર તથા માલની નુંકસાની સાથે ભરી આપું. જો તમે મુદતસર માલ ના લોતો તે માલ પીઠ ભાવે વેચું અને જે બાધ લાગે તે તમારી પાસેથી મજરે લઊં. + આ બાનાખત અમે અમારી રાજીખુશીથી લખી આપ્યુંછે તે અમારે કબુલછે.

| અત્ર | મતુ | તત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ ત્ર૦ રેવાદાસ બહેચર સહી. | | ૧ પંડ્યા મૂળજી ગણપતરામ | |
| દા૦ પોતે૦ | | સાખ૦ | |
| | | ૧ પા૦ રામજી અમથા સાખ૦ | |

## વાયદા ચિઠી.

સં. ( ) ના માગશર શુદ ૨ ને વાર( ) (તા ) સંસ્થાન દેવગઢના રહેનાર ગાંધી ભોગીલાલ ભાઇચંદ જોગ લી. દોશી અમૃતલાલ ગોરધનદાસ. જત લખી આપું છુ કે તમને ચારોળી માણી ૨ બે દા. ૮ ) ના ભાવે વૈશાખ શુદ ૩ ને વાયદે આપવાને સહી કરી છે તે મુદતસર લાવી આપીએ. અને તે પ્રમાણે માલ બાંધી મુદતમાં ના આપીએ તો પીઠ ભાવે નફા તોટાનો જવાબ દઈએ. તેમાં કોઇ જાતના વાંધો લઇએ નહિ આ વાયદા ચિઠી અમે અમારી રાજી રજા વંદીથી તથા અક્કલ હોંશિયારીથી લખી આપી છે તે બાપના બોલ સાથે પાળીએ સહી. દા. દેસાઈ નાથજી ભોગીલાલના છે.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ દોશી. અમૃતલાલ ગોરધનદાસ સહી. દ:. પોતે. | | ૧ દેસાઇ નાથજી ભોગીલાલ સાખ. | |
| | | ૧ મોદી. મગલાલ ભોગીલાલ સાખ. | |

× કોઈ એમ પણ લખેછેકે બાના પેટે આપેલા રૂ૦ જમે.

## કરાર.

પ્રસંગાનુસાર કરાર લખાય છે. તે પણ દસ્તાવેજના રૂપમાં લખાયછે. હર કોઇ પ્રકારની કબુલત તેજ કરાર છે. ઢોર ઉછેરવાનો, કૂવાનું પાણી ખેતરમાં લેવાનો, પોતાની હદમાં બીજાને અમુક પ્રકારે ભોગવટો કરવાનો, વગેરે બાબતના કરાર થાય છે. તેમાં મુદ્દો માત્ર એટલોજ છે કે કરાર પ્રમાણે વર્તન ન થાય તો અમુક પ્રકારે નુકસાનીનો જવાબ દઇએ. વગેર લખાય છે જેમ કે—

સં. (  ) તા. (  ) પટલ. જી ાભાઇ છબાભાઇ રહેવાશી સોજીત્રા તાલુકે પેટલાદના. જોગ લી. માછી હીરા રઘા રહેવાશી નાર તાલુકે પેટલાદના ગામનો. જત તમારો વાછરડો ૧ એક અમોએ તમારી પાસેથી ભાગે બાંધ્યો છે તે એવા કરારથી કે તેને સારી પેઠે ઘાસ ચારો ખવરાવી પાવરાવીને ઉછેરીએ. અને તમારી ધ્યાનમાં આવે ત્યારે એ વાછરડાને ખંડીએ. તેની એ વખતે જે વ્યાજબી કીમત થાય તેમાંથી રૂ. (આટલા) તમે લો. અને બાકીના જે રૂ. વધે તે તમો તથા અમો સરખે ભાગે લઇએ. જો આ વાછરડો ચોરોએ જાય, અથવા નાશી જાય, કે બીજી કોઈ રીતે ગુમ થાય, તો ચાર પંચાતી કહે તે પ્રમાણે અમો તેની કીમત ભરી આપીએ, અને કજારજાએ તેના જીવનું જોખમ થાય તો અમો તમોને તે બતાવીને તેને અવલમજલ પહોચાડીએ. આ કરાર અમોએ અમારી રાજીખુશીયા તથા બીન કેફથી કરી આપ્યો છે તે અમારે કબુલ છે.

| અત્ર | મતુ | અત્ર | શાખ |
|---|---|---|---|
| માછી હીરા રઘા સહી દા. પા. વાઘજી ત્રીકમભાઈ ધણીના કહેવાથી. | | ૧ પા. વાઘજી ત્રીકમભાઈ સાખ. | |

## વિમાચિઠી ( માલનો વિમો. )

સં ( ) ભંડારી છગનલાલ તુળશીદાસ જોગ લી. મુંબાઇ-વાશી ( અમુક બંદરના ) વિમાવાળા મહાજન * સમસ્ત જત વિમો એક રૂ૧૦૦૦) એક હજાર પુરાનો વહાણુ એક નામે કાદર બખસ ધણી ( અમુક ) વાળું તે શ્રી મુંબાઇના ( અમુક ) બારેથી નાંગરે ઉપાડયા પછી જોખમ કબૂલ છે. તે શ્રી કાલીકટ બંદરની ખાડીએ નાગર મૂકે જોખમ ઉતરે. અને વળતાં ગાંધી કોદર મોંજીલાલ બારકસ મધે જે ચ-ઢાવે તે શ્રી કાલીકટ બંદરની ખાડીએથી નાંગર ઉપાડયા પછી જોખમ કબૂલછે તે પાછું મુંબાઇના બારામાં નાગર મૂકે જોખમ ઉતરે. વરાડ તથા વામણું સાથે વિમાના રાખનારને શીર સંબંધ નહિ. કદાસ શ્રી રત્નાકરની કજારજાએ વહાણુમાંનો માલ નીકળે તો વિમાવાળા હિસ્સા કિમ્મતે વહેંચી લઇએ. એની કજારજા સત એકે ટકા દસ લેખે કાપી આપીએ. સલામતી રોકડી દલાલ ભુખણ જગજીવન

લી શા. ( ) જત. રૂ૧૦૦૦) અંકે હજારની રાશે ચોથા ભાગે વિમો કબૂલછે.

લી. અમુક—( પોતાનો હિસ્સો હોય તે પ્રમાણે લખીને જોખમ કબુલ કરે )

### સતમી.

સ્વસ્તિ શ્રી મુંબાઇ બંદરે મહાશુભસ્થાને શા. શ્રી ૫. ભંડારી છગનલાલ તુળશીદાસ જોગ શ્રી કાલીકટથી લી. ગાંધી કોદર મોંજીલાલના જેગોપાલ વાંચજો. જત અત્રેથી બતેલો ૧ નામે ( અમુક ) મધ્યે રૂની

---

* ભાગીદારો હોયતો એમ લખે અને એકજ ધણી હોયતો પોતાનું નામ લખે.

ગાંસડી ૨૫) પચીશ તોલમાં ખાંડી ૨॥ અઢી ચઢાવીછે તે શ્રી રત્નાગરજી સલામત પહોચાડેથી ઉતારી લેજો. અને શીવાબંધ તપાસી લઈ પહોચ લખી આપજો. મીતિ—

## સતમોની પહોંચ.

સ્વસ્તિશ્રી કાલીકટ મહાશુભસ્થાને ગાંધી કાદર મોંજીલાલ જોગ શ્રી મુબાઇ બંદરથી લી. ભંડારી છગનલાલ તુળશીદાસના જે ગોપાળ વંચજો. જત તમે બતેલો ૧ એક નામે ( અમુક મધ્યે રૂની ગાંસડી પચીસ ચઢાવી હતી તે અમે ગાસડી પચીસ શીગબંધ તપાસી લીધી છે. અને તેની પહોચ લખી આપીછે. મીતિ.

## કબુલત ચિઠી.

કબુલત એટલે હવાલો અરસ્પરસ હવાલો આપ્યા લીધાનો દસ્તાવેજ ઘણા ભાગે થતો નથી તેમ છતાં તે કરવામા આવે તો તેને કબુલત ચિઠી કહેછે. તે કરારનો એક ભાગ છે. અને પ્રસંગાનુસાર લખાયછે.

## બારકસવાળાના હાથ દસ્કતનું ખાતું

સરાફી નમુનામાં જણાવ્યા પ્રમાણે લખવાની રીતછે. તે ખાતું બારકસવાળો પોતાને હાથે પાડી આપે, અને માલ કયાંથી કયાં ઉતારવો તથા તે માટે જે સરત કરી હોય તે બાબત વિગત લખી છેવટે મજૂરી પેટે જે રકમ લીધી હોય તે લખેછે.

# ભાગ ૨૧ મો.

## બીજાં ઉપયોગી ખત.

### દસ્તાવેજ લખનારને સૂચના—

૧ સ્થાવર, જંગમ મિલકતને લગતી હકીકત જે પત્રમાં હોય છે તેને ખત અથવા કીમતી દસ્તાવેજ કહે છે.

૨ દુનિયાની શરૂઆતમાં લેવડ દેવડનું કામ મોંની કબુલત ઉપર ચાલતું હશે. અને પાછળથી જેમ જેમ પોતે આપેલી કબુલતો વડે થનારૂં નુકસાન સમજીને લોકો ફરતા ગયા; તેમ તેમ લેખી દસ્તાવેજ કરાવી લેવાનો વહિવટ પડેલો હોવો જોઈએ.

૩ લેખી કરાર કર્યા પછી લાભ કે હાની વિચારવાનું રહેતું નથી, પણ ઉભય પક્ષકારને ઠરાવ પ્રમાણે ચાલવું પડે છે. તેમ છતાં જે કોઇ આડું થઇ કરારનો ભંગ કરે છે તેને ન્યાયને રસ્તે દોરવા પડે છે.

૪ વગર વિચારે લેખ કરી આપવાથી પોતાની પ્રતિષ્ઠા ઘટે છે, માટે લેખ કરતી વખતે ઘાઈ કરવી નહિ. એવા કામોની અંદર અનુભવી ગૃહસ્થોની સલાહ લેવી. પછી તે સલાહ ઉપર પુખ્ત વિચાર કરીને પગલું ભરવું. જેઓ એ પ્રમાણે કરતા નથી તેઓ પાછળથી પસ્તાય છે.

૫ સાધારણ પત્ર લખવા કરતાં દસ્તાવેજ લખવાનું કામ ઘણુંજ જોખમ ભરેલું છે. તે વધારે અનુભવ કરવાથી સમજાય છે.

૬ ઘણાખરા દસ્તાવેજો ઘણી લાંબી મુદત સુધી જાળવી રાખવા પડે છે. માટે એવા કામમાં ટકાઉ અને નરમ કાગળો વપરાય છે.

૭ કોઈ પણ લેખ ખરાબ અક્ષરે લખવો કે લખાવવો નહીં. તેમ તેમાં ચહેર ચુંથ કરવા જેવો પ્રસંગ લાવવો નહીં. લખાણની ઇબારત સાદી સરળ અને શુદ્ધ હોવી જોઇએ. વળી તેમાં વપરાયલા શબ્દો કે અક્ષરો દ્વિઅર્થી નહિ હોવા જોઇએ. મતલબકે હરકોઇ માણસ દસ્તાવેજ વાંચીને સારી રીતે મૂળનો હેતુ કહીશકે એવું હોવું જોઇએ.

૮ દસ્તાવેજ ખરાબ અક્ષરે, અશુદ્ધ ભાષામાં, અને અનિયમિત ક્રમમાં લખવાથી તેના અર્થમાં ફેર પડે છે,

૯ ઘણાખરા ઉપયોગી દસ્તાવેજો સરકારમાં રજીષ્ટર કરાવવાના હોય છે કેમકે નુકસાન પહોંચે ત્યારે ફરિયાદીમાં રજીષ્ટર વગરનો દસ્તાવેજ ખપ લાગતો નથી. માટે પહેલેથીજ સરકારમાં નોંધાવ્યો હોય તો જ્યારે આપણો લેખ ગેરવલ્લે જાય, કે નાશ પામે, ત્યારે સરકાર યોગ્ય ફી લઇને આપણને જોઈતો દાખલો આપે પરંતુ તે દાખલો ખરાબ અક્ષરને લીધે, કે લખાણની ખામીને લીધે જો ભળતાજ રૂપમાં નંધાયલો હોય તો હરકોઈ પક્ષકારને નુકસાન પહોંચે એટલે તેમાં જેનું હિત થતું હોય, તે એનો લાભ લેવાને યત્ન કરવામાં પાછો પડે નહિ; અને જેનું અનહિત થતું હોય તે પોતાનો વ્યાજબી હક સંભાળવાને માટે ખરચ કરતાં ડગે નહિ

૧૦ પ્રથમ પ્રત્યેક દસ્તાવેજનો જુદા કાગળ ઉપર મુસદ્દો કરવો અને બન્ને પક્ષકારોને વાંચવા આપવો. પછી તેમાં ફેરફાર કરવા જેવુ હોય, તે ફેરવીને ખરડો નક્કી કરવો.

૧૧ સરકારી છાપના એટલે સ્ટાંપના કાગળ ઉપર રજીષ્ટર કરવા જોગ અને સંઘરી રાખવા જોગ દસ્તાવેજો લખવાના હોય છે. જો એવા કાગળો ઉપર લખેલો દસ્તાવેજ પક્ષકારોને રૂચતો નહિ આવવાના, કે બીજા કોઇ વ્યાજબી કારણથી ચહેરવો પડે તો વાપરેલો સ્ટાંપ રદ જ

વાનો સંભવ રહેછે. અને ઘણુંજ છેકો નાખવાનું હોય ત્યારે તો તે કાગળ રદ કર્યા વગર ચાલતુંજ નથી. માટે ખરડો તૈયાર કરી સ્ટાંપના કાગળ ઉપર છાપી લેવો જોઇએ.

૧૨ સ્ટાંપના કાગળ ઉપર દસ્તાવેજ લખવો હોય તો તે દસ્તાવેજ ઉપર જેટલો છાપનો ભાગ હોય તેટલો કોરો રાખી તેની નીચેના ભાગથી લખાણનો આરંભ કરવો. એ પ્રમાણે નહિ લખેલું લખાણ કાયદા વિરૂદ્ધ ગણવામાં આવેછે.

૧૩ લખેલો ખરડો સ્ટાંપના કાગળ ઉપર સમાશે કે નહિ? તેનો લખતા પહેલાં વિચાર કરવો જો તે ન માય એમ હોય, તો સ્ટાંપના કાગળને જોઇએ તેટલો બીજો સાદો કાગળ સાંધીને ખત લખવું

૧૪ દસ્તાવેજ લખેલા કાગળમાં મતુ અને સાક્ષી થઇ રહે એટલે ઓછામાં ઓછી દસ આંગળ જેટલી કોરી જગા રહેવી જોઇએ. કદાપિ તેટલી જગો ન રહે તો છેડે કોરો કાગળ ચોટાડવો.

૧૫ ખરડો છાપી લીધા પછી કોઇ ઠેકાણે દુરસ્ત કરવું પડે કે ઉમેરવું પડે તો તેમ કરવું. અને ખત લખી રહ્યા પછી છેવટની લીટીએ ચાલુ ખતમાં જે જે લીટીઓમાં જેવાં વાકયોથી જે સુધારા વધારો કર્યા હોય, તે સ્પષ્ટ જણાવવો. જેમકે દસમી લીટીમાં અમુક પ્રકારે વધાર્યું છે કે સુધાર્યું છે તે અસલ છે. એવી રીતે ચોખવટ કરી હશે તો કોઇપણ વખતે અરસ્પરસ વિરોધ થવાનું કારણ મળશે નહિં.

૧૬ દસ્તાવેજ ઉપર સરકારી લાગત એક સરખી નથી. માટે ખત લખતા પહેલાં લીધેલો સ્ટાંપ સાંપ્રત ખતને માટે પુરે પુરો છે, કે નહિ તેનો વિચાર કરવો. જો અધુરા સ્ટાંપ ઉપર દસ્તાવેજ કરી નાખ્યા હશે

તો પાછળથી ભારે નુકસાની ભોગવવી પડશે. એટલે એ દસ્તાવેજ ઉપયોગમા લેતી વખતે તેના ઉપર બાકી રહેલો સ્ટાંપ તો ચઢાવવોજ પડશે; અને કરેલી ભૂલ માટે સરકારનાં બાકીના રકમથી દસ પટ કે ધારા પ્રમાણે દંડ ભરવો પડશે.

૧૭ આબતવાર દસ્તાવેજ કરવા જોઇએ જે દસ્તાવેજને લાગુ પડતો સ્ટાંપનો કાગળ ખરીદ કર્યો હોય તેજ દસ્તાવેજ તે કાગળ ઉપર લખવો. જો તે ઉપરાંત બીજો કોઇ કરાર લખશે તો કાયદાવિરૂદ્ધ કરેલો કરાર ગણાશે અને ઉપર પ્રમાણે નુંકસાની ભરવી પડશે. જેમકે કબજાગીરા ખત લખવાને જેટલો સ્ટાપ લઇ તેમા તે મિલ્કત ભાડે આપ્યાનો પણ કરાર લખે તો ભાડા ચિઠી બદલ જે લાગત ભરવાની હોય તે ભરવા ઉપરાંત મૂળ રકમથી દસ ગણી કે ધારા પ્રમાણેના સરકારને દંડ તરીકે આપવા પડશે માટે ચેતીને ચાલવું જોઇએ

૧૮ મોઘમ દસ્તાવેજ કદિપણ કરવો નહિ. કેમકે પુરાવાની વખતે તે કશા ઉપયોગમા લઇ શકતો નથી

## ભાગ ૨૨ મો. સ્ટાંપના દર.

### ( અંગ્રેજી રાજના. )

**વ્યાજુ ખત ઉપર**—રૂ૧૦) સુધીના કરજ માટે બે આનાનો સ્ટાંપનો કાગળ, રૂ૧૧ થી ૫૦) સુધીના કરજને માટે રૂ૦ાના સ્ટાંપનો કાગળ, રૂ૫૧ થી રૂ૧૦૦)સુધીનાને માટે રૂ૦ાા ના સ્ટાંપનો કાગળ, રૂ૧૦૧ થી રૂ૨૦૦) સુધીને માટે રૂ૧) ના સ્ટાંપનો કાગળ અને પછી એવીજ રીતે એટલે દર સોએ અથવા તેના હરકોઈ ભાગ ઉપર રૂ૦ાા નો સ્ટાપ વધારે લેવો.

**ગીરો ખત ઉપર**—રૂ૫૦ સુધીનું રૂ૦ાા ના સ્ટાંપના કાગળ ઉપર રૂ૫૧ થી રૂ૧૦૦) સુધીનું રૂ૧) નાસ્ટાંપના કાગળ ઊપર, રૂ૧૦૧) થી રૂ૨૦૦) સુધીનું રૂ૨) ના સ્ટાંપના કાગળ ઉપર, એમ હજાર સુધીમાં દર સેંકડે અથવા તેના હરકોઈ ભાગ ઉપર રૂ૧) નો સ્ટાંપ વધારે લેવો. એટલે રૂ૧૦૦૦) એક હજારનું ખત હોય તો રૂ) ૧૦ નો, અને તે ઉપરાંત એક પાઇની રકમ પણ વધારે હોય તો રૂ૧૫) નો સ્ટાંપ વાપરવો જોઇએ.

**વેચાણ ખત**—ગીરોખતમાં જણાવેલી રીત મુજબ

**( ગાયકવાડી રાજ્યના. )**

* **વ્યાજુ ખત ઉપર**—રૂ૨૫) સુધીના ખતને માટે ૦)=, રૂ૫૦) સુધીના ખતને માટે રૂ૦।, રૂ૧૦૦) સુધીના ખતને માટે રૂ૦ાા રૂા. સોથી હજાર સુધીમાં દર સેંકડે તથા તેના હરકોઇ ભાગ ઉપર રૂ૦ાા પ્રમાણે વધારે, અને હજાર ઉપર દર પાંચસેએ તથા તેના હરકોઇ ભાગ ઉપર રૂા.૨) નો સ્ટાંપ વધારે જોઇએ. એટલે હજારને માટે રૂ૫) નો અને રૂ૧૫૦૦) ને માટે રૂ૭) નો સ્ટાંપ જોઇએ ઇત્યાદિ.

---

* ગાયકવાડી રાજ્યમાં થોડી મુદતને માટેનાં વ્યાજુ ખત ઉપર આ પ્રમાણે લાગત હોયછે

કરજની રકમ ત્રણ માસમાં અદા કરવાની હોયનો રૂ૧) થી રૂ૨૦૦ સુધી ૦)- રૂ૨૦૦) થી ૪૦૦ સુધીને માટે ૦)=, રૂ૪૦૦) થી રૂ૬૦૦) ને માટે ૦)≡ રૂ૬૦૦ થી રૂ૧૦૦૦) માટે ૦।-, રૂ૧૦૦૦) થી રૂ૧૧૦૦) ૦।= ૪- અને એક વરસની મુદતમાં પાછા આપવાના હોય તો રૂ૧)થી રૂ૨૦૦ સુધીને માટે ૦)=, રૂ૨૦૦) થી રૂ૪૦૦) ને માટે રૂ૦।, રૂ૪૦૦) થી રૂ૬૦૦) સુધીને માટે રૂ૦।= એ પ્રમાણે આગળ.

ગીરો ખત—વ્યાજુ ખત પ્રમાણે સમજવું.

**વેચાણ ખત**—રૂ૨૫) સુધીને માટે રૂ૦॥ નો, રૂ૫૦) સુધીને માટે રૂ૧) સુધીનો, રૂ૧૦૦) સુધીને માટે રૂ૨) નો, તે ઉપરાંત હજાર સુધીમાં દર સેંકડે તથા તેના હરકોઈ ભાગ ઉપર રૂ૨) મુજબ. હજાર ઉપર દર પાંચસેં રૂપિયે તથા તેના હરકોઈ ભાગ ઉપર રૂ૧૦) લેખેનો સ્ટાંપ જોઈએ.

**ગણોતનામું**—એક સાલી લખવું હોય તો બ્રિટિસ રાજ્યમાં સ્ટાંપની જરૂર નથી. પણ જો વધારે વરસનો કરાર કરવો હોય તો તેના ઉપર વ્યાજુકા ખત પ્રમાણે સ્ટાંપ લગાડવો પડેછે. અને ગાયકવાડી રાજ્યમાં એકજ વરસને માટે રૂ૧૦૦) ની અંદરની રકમનું ગણોતનામું હોય તો તેના સ્ટાંપની માફીછે. અને રૂા સો ઉપરની રકમ હોય અને તેની ત્રણ વરસની બાંધણી હોય તો તેની એક વરસની સરાસરીની રકમ ઉપર વ્યાજુકાખત પ્રમાણે સ્ટાંપ લગાડવાનો હોય છે. અને ત્રણ વરસ ઉપરની મુદત હોય તો વરસની સરાસરી રકમ ઉપર વેચાણ ખતના દર પ્રમાણે સ્ટાંપ જોઈએ છીએ.

ગીરો અને વેચાણ ખત રજીષ્ટર કરાવવાં જોઇએ. માત્ર રૂ૧૦૦) ની અંદરનાં હોય, તે રજીષ્ટર ન કરાવે તો અંગ્રેજીહદમાં ગુન્હો ગણાતો નથી, અને ગાયકવાડી હદમાં વ્યાજુખત રૂા. હજારથી ઉપરનું હોય તે, સાનગીરો કે વેચાણુખત રૂા. સો ઉપરાંતનું હોય તો તે રજીષ્ટર કરાવવું પડેછે. એ કરતાં ઓછી રકમનાં ખત રજીષ્ટર ન કરાવે તો ચાલી શકેછે.

અંગ્રેજી હદમાં વ્યાજુખત દર ત્રણ ત્રણ વરસે બદલાવું પડેછે. જો ખતમાં રૂાં. નો વાયદો લખ્યો હોય તો વાયદાના દિવસથી ત્રણ વરસ સુધી મુદત ગણાય છે. માટે વાયદાની મુદત વધારેમાં વધારે તેટલીજ નખાય છે. (વધારાને માટે જુઓ જે તે રાજ્યના નિયમો)

# ભાગ ૨૩ મો.

## દસ્તાવેજનાં નામ અને મુખ્ય શબ્દો.

૨૧ વ્યવહારિક કામને અંગે લખાતા દસ્તાવેજોની વિગત.

( ૧ ) કરજાઉ ખત ( ૨ ) ભાડાનામું ( ૩ વેચાણ ખત ( ૪ ) ફારગતી ( ૫ ) વિમાનો લેખ ( ૬ ) કરાર ( ૭ ) ઠરાવ ( ૮ ) સનંદ ( ૯ ) વહિવટનો લેખ ( ૧૦ ) દાનપત્ર ( ૧૧ ) વારસ પત્ર ( ૧૨ ) મોબદલાનો લેખ ( ૧૩ ) વહેંચણ પત્ર ( ૧૪ ) પંત્યાળાનો લેખ ( ૧૫ ) દાખલા પત્ર ( ૧૬ ) વિવાહ પત્ર ( ૧૭ ) પરચુરણ લેખો.

૨૨ દસ્તાવેજો લખવામાં સામાન્ય મુદ્દાનો ઉપક્રમ એવોછે કે- ( ૧ ) *મીતિ ( ૨ ) દસ્તાવેજ લખાવી લેનારનું નામ, અને ગામ ( ૩ ) દસ્તાવેજ લખી આપનારનું નામ, અને ગામ. ( ૪ ) નાણાની રકમ અને તેના અંકે ( ૫ ) તેને લગતી સરતો. ( ૬ ) જ્યારે દરદાવો કરનાર મળે કે કરાર તૂટે, ત્યારે લેવા જોગ ઇલાજ. ( ૭ ) દસ્તાવેજ કરી આપનારના દેહની સ્થિતિ. ( ૮ ) પ્રતિજ્ઞા. ( ૯ + ) મતુ ( ૧૦ )× સાક્ષી.

---

* અંગ્રેજી તારીખ સાથે. + દસ્તાવેજ લખાઇ રહ્યા પછી તેની નીચે રહેલા કાગળના બે ઉભા ભાગ પાડીડાબી બાજુએ લખી આપનારની સહી લેવામાં આવેછે. તેને મતુ કર્યુ કહેછે. જમણી તરફ સાક્ષીઓની સહીઓ થાયછે. દક્ષિણમાં અને ઉત્તર હિંદુસ્થાનમાં ઉલટો રિવાજછે. એટલે જમણી તરફ મતુ અને ડાબી તરફ સાક્ષી થાયછે. × દસ્તાવેજ લખ્યાનો પુરાવો આપનાર માણસોની સહીને સાક્ષી કહેછે.

૨૩ દસ્તાવેજ લખવામાં વપરાતા સંબંધ દર્શક શબ્દોની વિગત.

આ દેહંગ, અમુક ગામ વાસ્તેવંગ; તેને બદલે અમૂક ગ્રામ વાસ્ત+વ્યમ્ એવું સંસ્કૃત રૂપ હતું. દસ્તાવેજ લખાવી લેનારના નામની પહેલાં એ વાકય લખવાનો વહિવટછે. એમાં આદિ+અહમ્=આદેહં—* હું (પોતે) અને વાસ્તવ્ય=રહેનાર એવો અર્થ થાયછે.

હાલ કેટલેક ઠેકાણે એ શબ્દોને બદલે અમુક ગામ; તાલુકા અને જીલ્લાના રહેનાર ફલાણા ફલાણા એવું પણ વપરાયછે.

પારસાત—મૂળમાં પશ્ચાત શબ્દ હતો. દસ્તાવેજ લખાવી લેનારનું નામ લખ્યા પછી એ શબ્દ મૂકવામાં આવેછે. એનો અર્થ 'પછીથી થાયછે.

જોગ લી —પારસાત પછી જોગ લી. મૂકાયછે જોગ—એમને લી—લખી આપનાર અર્થાત્ પાછળથી એમને લખી આપનાર એક ગામ વાસ્તેવંગ—જો લખી આપનાર અને લખાવી લેનાર એકજ ગામના હોય, તો એક ગામ વાસ્તે વંગ લખાયછે. અને જૂદા જૂદા ગામના હોય, તો જોગલી. અમુક ગામ વાસ્તે વંગ ફલાણા. મતલબકે લખી આપનારનુ ગામ અને નામ લખાયછે.

જત—દસ્તાવેજની ઇબારત શરૂ કરતા પહેલાં મૂકવામાં આવે છે.

---

+ અત્ર દેશાંગે—આ દેશમાં આવેલું વાસ્તવ્યમ્—રહેનારા પાશ્ચાત્ પાસેથી, હસ્તા ખરાણુ—હસ્તાક્ષરેણુ—હાથ દસ્કતવડે દત્તાન- -દતવા—આપેલો એવો અર્થ પણ કરે છે.

× જેમ સરકારી ખાતામાં જુબાનીમાં લખાય છે કે હું નામે ફલાણા. તેમ દસ્તાવેજમાં પણ થાય છે.

અત્રમતુ—આ શબ્દો મતુ કરવાની જગો બતાવે છે. ત્યાં દસ્તાવેજ લખી આપનાર ધણી પોતાનું નામ લખી સહી કરે છે.

અત્રસાખ—આ શબ્દો સાક્ષીદારોને સહીઓ કરવાની જગો બતાવેછે સાક્ષીદાર વગરનો દસ્તાવેજ અપૂર્ણ ગણાય છે. માટે હરકોઇ લેખમાં એક કરતાં વધારે સાક્ષીદારો હોવા જોઇએ.

## ભાગ ૨૪ મો.

### કરજાઉ ખતો વિષે.

૨૪ કરજે લીધેલાં નાણાં બદલ લખી આપેલા લેખોને કરજાઉ દસ્તાવેજો કહેછે. આબરૂદારને તેમની શાખ ઉપરૈ, સાધારણને હાથ દસ્કતના ખાતા ઉપર, અને નબળાને લેખ લખાવી લઇને નાણાં ધીરવાનો ચાલ જોવામાં આવે છે.

૨૫ કરજાઉ ખત બે પ્રકારનાં ગણી શકાશે. ( ૧ ) અંગાઉખત ( ૨ ) ધરાણિયું કે ગીરો ખત. જે ખતમાં ઉપાડેલાં નાણાં જાત મિલ્કતથી પુરાં કરી આપવાની સરત છે. તે ખત ત્રણ પ્રકારનાં થાયછે.

૧ અંગ ઉધારખત. (૨) અંગ ઉધાર જામીનખત (૩) બાંધાખત

### અંગ ઊધારખતાવિષે-

૨૬ જે અંગાઉ ખતછે. તેજ અંગ ઉધાર ખત છે. કેટલાંક અંગાઉ ખતમા ઉપાડેલાં નાણાં અને તેના વ્યાજનો કરાર લખાયછે. કેટલાંકતો લીધેલાં નાણાં જે રીતે પુરાં કરવાનાં હોય તે વિનીગત પણ લખાયછે. (મજુઓ નમુના ભાગ ૧૫ માં. )

૨૭ નાણું ઉપાડનારની પ્રતિષ્ઠામાં ન્યૂનતા હોય, ત્યારે તેને હરકોઈ રકમ ધીરતી વખતે જામીન સાથે જે કરજાઉ ખત લખાયછે તેને અંગ ઉધાર જામીન ખત કહેછે. એવાં ખતમાં લખનાર ધણી કરાર વગેરે લખ્યા પછી લખી આપેછે કે, આ રૂપિયાના જામીન અમૂક ધણીછે. તે ધરધરાઉ આપે. ઈ. લખીને નાણાં લેનાર તથા જામીનદાર પોત પોતાનું + મતુ કરી આપે છે. એટલે દેણદાર લીધેલું નાણું પુરૂ ન કરે, તો જામીનદાર કનેથી વસૂલ કરવામાં હરકત પડતી નથી. ( જુઓ ભાગ ૨૫ મો)

૨૮ ઉપાડેલી રકમ ઠરાવેલી મુદતો પ્રમાણે કકડે કકડે ભરવી તેને ખાંધુ બાંધ્યું કહેછે. અને એવી સરતથી લખી આપેલા કરજાઉ લેખને ખાંધાં ખત કહેછે. ટુંકી કમાણીવાળા લોકો એવી રીતે લીધેલી રકમ અદા થવાને યત્ન કરેછે, એમાં ધીરનારને ઘણો લાભછે. અને ઉપાડનારને જોકે હાની છે તોપણ થોડે થોડે ભરવાથી રકમ ભારે પડતી નથી; અને જલદીથી કરજ મુક્ત થઈ શકાયછે. ખાંધુ બાંધતી વખતે વ્યાજ ઠરાવવાનો રિવાજ ઘણાંકમાં નથી પણ ધીરેલી રકમના પ્રમાણમાં અમુક રૂપિયાનો વધારો લેવામાં આવેછે તેને ચઢાવો કહેછે. વ્યાજની કસરને પેટેજ એ ચઢાવો લેવામાં આવેછે. તેમ છતાં જો ખાંધુ ખળે તો ચઢાવાની સરાસરી પ્રમાણે વ્યાજ લેવાનો વહિવટ છે. અથવા ખળેલી રકમનું વ્યાજ આપવાને કરાર કરવામાં આવેછે. ( જુઓ ભાગ૨૫ ખાંધાખતનો નમુનો. ) અને ( વ્યાજ ગણવાની રીત વિષે જુઓ દેશીનામું પૃષ્ટ. ૩૭૦ )

---

+ કેટલેક ઠેકાણે લખી આપનાર તરીકેમાં જામીનદારનું નામ દાખલ કરવાનો ચાલછે. પરંતુ તેથી જામીનદાર એક ભાગીદાર તરીકે થઈ પડેછે. માટે ઉપર બતાવેલી રૂઢી વધારે સારી માનવી જોઈએ.

## ઘરાણિયાં અથવા ગીરો ખતવિષે.

૨૯ જે વખતમાં સ્થાવર જંગમ મિલ્કત ઉપર નાણાં ધીરવાની વાત હોયછે. તેને ઘરાણિયાં અથવા ગીરો ખત કહેછે. ને ત્રણ પ્રકારનાંછે-

(૧) સાનગીરો. (૨) ભોગ ઘરાણિયું અથવા કબજાગીરો
(૩) વળત દાનિયું.

## સાન ગીરો વિષે.

ધીરેલું નાણું પુરે પુરૂં અદા કરે ત્યાં સુધી દેણદારની સ્થાવર જંગમ મિલ્કત ને આધાર ભુત રાખી જે દસ્તાવેજ કરી લેવામાં આવેછે તેનેસાન ગીરો ખત કહેછે.

(૧) દાગીના. (૨) વર્ષાસન [ ૩ ] રોકડ ગીરાસ (૪) વીમાનો લેખ (૫) ઉંચીજાતનાં કાપડ (૬) સ્થાવર મિલ્કત—ઘરજમીન વગેરે સાનગીરો મુકી શકાયછે. સાનગીરો ખતમાં કરજાઉ ખતની પેઠે નાણાની રકમ તેના વ્યાજનો કરાર લખાયછે. તથા તેના અવેજમાં લહેણુદારને સાનમાં આપેલી ચીજનું નામ અને વિગત લખાયછે.

( ) દાગીના વાળા સાનગીરો ખતમાં તેનું સાવતોલ તથા કીંમતનો સુમાર લખીને લહેણદારને કબજે માલ આપવો પડેછે. (૨) વર્ષાસનના સાનગીરો ખતમાં વખતો વખત વર્ષાસન લાવી ભરવાનો કરાર કરવો પડેછે. અથવા લહેણદાર પડે વર્ષાસનની રકમ પરભારી લઇ શકે એવો અધિકાર આપવો પડેછે. અને તેને લગતા દસ્તાવેજ હોય તે પણ લહેણદારને કબજે આપવાની રીત છે.

રોકડ ગીરાસનું પણ એજ રીતે કરવું પડેછે.

વિમાનો લેખ સાનમાં મુક્યો હોયતો એ લેખની વિગત જણાવી ને દર હપ્તે ભરવાની રકમ કોણે ભરવી તેનો ચોકસ ખુલાસો લખવો.

સાનમાં કીમતી ચીજો એટલે કાપડ વગેરે આપવું હોય તો તેનું માપ અને કીમત લખવી જોઇએ.

સ્થાવર મિલ્કત સાનમાં હોય તો તેનું નામ ઠામ અને ચતુર સીમા લખવી તથા તેના ભોગવટાને લગતા જે દસ્તાવેજ હોય તે કબજે આપવા. જો એ લેખો કબજે અપાય તેમ નહોય એટલે પંત્યાળા હોય તો ખતમાં તેવી વિગત લખવી અને તેની કબુલત કરાવી આપવી.

## કબજા ગીરો વિષે.

જે કરજાઉ ખતમાં લખેલી સ્થાવર મિલ્કત લહેણુદારને કબજે આપવાની હોય તેને ભોગ ધરાણિયું અથવા કબજા ગીરો ખત કહેછે. ઘર, ખેતર, જમીન, બાગ ઝાડ, કુવા, ગામ અને વર્ષાસન ઉપર કબજા ગીરોખત થઇ શકેછે.

કબજા ગીરા ખતમાં લખેલી મિલ્કતનો ભોગવટો નાણું ધીરનારને કરવાનો હોયછે. જો તેમ હોયતો ઘણું કરીને તેને એ રૂ.નું વ્યાજ મળે નહિ. અને ભોગવટામાં આપેલી મિલકતનું માલ ધણીને ભાડું મળે નહિ. એવી સરત હોયછે.

જો કબજાની રકમનો ભોગવટો કરવામાં વ્યાજની કસર જેટલો બદલો વળવાનો ન હોય, તો ધીરેલા રૂ. નું વ્યાજ ઠરાવવું. અને કબજે રાખેલી મિલકતથી જે ઉત્પન્ન આવે, તે વ્યાજની કસર પેટે જમાં લેવું પછી તેમાં કંઇ વધે, તો મુદ્દલમાં વાળવુ. અને ઘટે, તો તે માલ ધણીને-ખાતે ચઢાવવુ

કબજે આપેલી સ્થાવર મિલ્કત પોતાના ભોગવટામાં રાખવી હોય, તો તે મિકતનું ભાડું ઠરાવી કબજે રાખી શકાય છે. પણ તે કરાર ગીરો ખતમાં લખવો નહિ. અને માટે અલાયદી ભાડાચિઠી લખવી જોઇએ.

ખતમાં લખેલી કબજા મિલકત વડિલોપાર્જિત, તથા પોતાના ભો. ગવટાની છે કે નહિ તે જણાવવું જોઇએ. પછી તે મિલકતને અંગે લહેણદારને કેટલી પ્રકારના ભોગવટાનો હક આપેલો છે તેની સ્પષ્ટતા કરવી. એટલે એ મિલકતની આસપાસની જમીનનો ભોગવટો કરવાનો કેવો હક છે, સારે માઠે અવસરે કઇ જગો વાપરી શકાય છે, ઢોર ઢાંક ક્યાં બંધાય છે. વાડા વગરે જગોની હદ ક્યાં સુધી છે. સંડાસ ટાંકાં અને કૂવા વગેરેમાં કેવી રીતનો ભાગ લાગ છે પાણીનો વાપર કરવાનો, અને તે વહીજવાનો રસ્તો ક્યાં ક્યાં છે. ઇત્યાદિ બાબનો ભોગવટાને લગતી લખવી જોઇએ.

એક કરતાં વધારે માણસને તેનો ભોગવટો કરવાનો હોય, તો કોને કેટ કેટલું વાપરવાનો હક આપેલો છે, તે ભાગવાર ખુલાસેથી લખવું જોઇએ.

કબજે આપેલી મિલકત બીજાને ત્યાં ગીરો હોય, તો તે સાનગીરો છે. કે કબજા ગીરો છે તે જણાવવું જોઇએ. અને હવે પછી બીજાને ત્યાં એ મિલ્કત ગીરો મૂકી શકવાની છૂટ આપી છે કે નહિ તે પણ લખવું જોઇએ

કબજાગીરો ખત મુદત બંધી હોય છે. માટે તેની મુદત નાખવી અને તે મુદત વિતે નાણું ન ભરાય, તો એ અવેજ જે રીતે ભરી લેવાનો હોય તે સરતો લખવી.

ખતમાં લખેલી મિલ્કત પુરેપુરી ગીરો હોય; અગર તેનો કોઇ ભાગ હોય, તો જે તે ભાગના નામ સાથે તેની મર્યાદા જણાવવી.

પડે આખડે ત્યારે અથવા દાગ ડુજી કરવી પડે, ત્યારે ખરચ કરવા બાબતનો પણ વિચાર કરવો. જો માલ ધણીને માથે ન હોય, તો કબજે રાખનાર જે ખરચ કરે તે માલ ધણી મજરે આપે એવી સરત લખાવી લેવી જોઇએ.

કરાર તૂટેથી અથવા દરદાવો કરનાર મજેથી કે બીજા કારણથી કોરટે ચઢી ખરચ કરવો પડે તો માલ ધણી મજરે આપે એવી કબૂલત પણ લેવી જોઇએ.

ધરાણે આપનાર ધણીની મરજીમાં આવે ત્યારે મૂકેલી મિલ્કત છોડાવે અથવા તેની કંઇ હદ બાંધવી જોઇએ. અને હદ ઠરાવી તો મુદત વિતે શું કરવું તે પણ લખવું જોઇએ.

* અસમાની સુલતાનીએ ભોંય તળીઉં જવાબ દે એમ લખવું જોઇએ.

કબજા ગીરો ખતમાં ઘર અને જમીન હોય, તો તેનું નામ, ઠામ લખી ચારે દિશાની હદ જણાવવી.

ખેતર હોય, તો તેનો સરવાઇ નંબર, ઠામ, ચારે દિશાની હદ અને ખેતરને લગતી લાગત હોય, તે બધું જણાવવુ.

બાગ બગીચાનું પણ ઉપર પ્રમાણે થઇ શકે. ઝાડ કુવા વગેરે હોય, તો તેનાં નામ અને જેજે ઠેકાણે આવ્યાં હોય તેની સંખ્યા સાથે હદ લખવી. તથા તેની રખવાળી બદલ જેને તેને આપવાની રકમની ફોડ બતાવવી.—એમાં બીજાનો ભાગ હોય તો તેપણ બતાવવો.

ગામના કબજા ગીરો ખતમાં તેની હદ, તેમાંથી સોંપેલા ભોગવટાની વિગત, ઉપજમાંથી થતો ખરાજાત, અને માલિકનો રહેલો હક યથાસ્થિત જણાવવો. એટલે સીમાડાની હદ ઝાડપાન ખેતરાંની સરવઇ પ્રમાણે-વિસ્તાર લખવો; તથા જેવી સ્થિતિમાં સોંપેલું છે તેવું પાછું સંભાળી લઇએ તેમ ન હોય તો તમારી પાસેથી [illegible]સાની ભરી લઈએ. વગેરે મચકૂર પ્રસંગાનુસાર લખવો. (જુઓ ભાગ. ૨૫ મો.)

* આ વાત લખવી કે નહિ તે લેનાર દેનારની ગરજ ઉપર છે.

# ભાગ ૨૫ મો. કરજાઉ ખતના નમુના.

## અંગાઉ ખત.

સંવત ૧૯૪૮ ના આસો સુદ ૮ ને રવેઉ તા. ૨૫ મી સપ્ટેમ્બર સ ૧૮૯૨ અગ્રેજી દીને. આદે અંગ શહેર વડોદરા વાસ્તે વંગ ઝવેરી જમના [1]દાસ મથુરાંદાસ પારસાત જોગ લી. એક ગામ વાસ્તે વંગ પટેલ [2] જેઠાભાઈ કરસનદાસ હસ્તા ખરાખુ દતવા જત અંગ ઉધાર રૂ. ૫૧) અંકે એકાવન પુરા રોકડા શહેર ચલણી લીધાછે. તે દેવા . તેનું વ્યાજ માસ એકે સેકા એકે ટકા લેખે મજમતે વ્યાજના દોકડા એકાવન ચઢે તે દિવાળી બાકી વ્યાજથી દેવા. દેશ પરદેશ દેવા. જ્યારે ધણી માગે ત્યારે દેવા. આ રૂા. અમે અમારી જાત મિલ્કતથી તથા વારસોથી પુરા કરી આપીએ. જે તે પ્રમાણે ન આપીએ અને ફરિયાદ કરવી પડે, તો તેના ખરચ સાથે નાણાં આપીએ સહી. આ ખત અમે અમારી રાજી ખુશીથી, તથા અક્કલ હોશીયારીથી અને બીનકેફથી લખી આપ્યુ છે. તે અમારે તથા અમારા વારસોને કબૂલ છે.

| અત્ર | મતુ | અત્ર | સાખ. |
|---|---|---|---|
| પટેલ. જેઠાભાઈ કરસનદાસ | | ૧ ઇચ્છાશંકર પ્રભાશંકર સાખ | |
| મતુ ઉપર લખ્યુ તે સહી. | | ધણી બે હજુર. | |

---

૧ મરાઠીમાં ધનિક અથવા શ્રીમંતનું નામ (અમુક) ૨ ઋણીક અથવા કર્જદાર (અમુક) લખાયછે. હિંદુસ્થાનીમાં મીતિ ખતને છેડે નાખવાનો ચાલ છે અને ફલાણા ફલાણા જોગ લી. ફલાણાન રામરામ જત રૂા. આટલા કરજે લીધાછે. તેનું વ્યાજ અમુક ભાવે કર્યું છે. તે જે વખત માગો તે વખતે વ્યાજ સાથે રૂા. લાવી આપીએ. આ ખત રાજી ખુશીથી ૪૦ ++

## નમુનો. ૨ જો. ( નવીરૂઢી, )

સં. (   ) તારીખ માહે સનના દીને કસબે કપડવંજના રહેનાર શાહ દુવારકાંદાસ ગુલાલચંદ નાતે શ્રીમાળી વાણિયા ધંધો સગાકનો ઉમર આશરે વર્ષ ૩૫ની. જોગલી. મોજે (     ) અંબારામ છગનલાલ નાતે બ્રાહ્મણ ધંધો નોકરીનો ઉમર આશરે વર્ષ ૨૮નીજત અમે આજ રોજ તમારી પાસેથી રોકડા રૂ ૧૫૧) અંકે એકસો એકાવન લીધા તે દેવા સહી. એ રૂપીઆનું વ્યાજ દર માસે દર સેંકડે દસઆના પ્રમાણે દિવાળી બાકી વ્યાજ તથા જે વર્ષમાં અધિક માસ આવે તેના વ્યાજ સાથે આપીએ સહી. આ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યું છે તે અમારે તથા અમારા વંશવારસોનો કબલ મંજૂર છે.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ ત્રવાડી અંબારામ છગનલાલ મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી દા. પોતે. | | ૧ શાહ ગીરધર મોતી સાખ ધણી અને હજુર દા. પોતે | |

### ( નમુનો ૩ જો.)

સ (  ) વર્ષેમીતિ (   ) ને વાર (  ) તા( ) માહે (  ) સને (  ) દીને આદેહંગ શહેર ( અમુક ) વાસ્તેવંગ. ( ફલાણા ફલાણા ) નાતે [  ] કસબ (  ) પારસાત [  ] તાલુકાના ગામ (  ) ના વાસ્તે વંગ ( ફલાણા ફલાણા ) ધંધો (  ) હસ્તા ખરાણ દત્તાન જત અંગ ઉધારે રૂ (  ) અંકે આટલા ગામ ચલણી પુરા દેવા એનુ વ્યાજ માસ એક રૂ। એક દોકડા આટલા લેખે ચઢે મજમલે માસ એકના દોકડા ( આટલા ) બાધા ચઢે. એ રૂપિયા તથા તેનું વ્યાજ દિવાળી બાકી અધિક માસ સાથે

ગણીને જ્યારે ધણી માગે ત્યારે આપીએ. ગામ પરગામ દેશ પરદેશ આપીએ. અને ન આપીએ તો અમારી જાતથી તથા વારસથી તથા અમારી હરેક મિલ્કતથી પુરા કરી લેવામાં હરકત કરીએ નહિ. આ ખતને પેટેજે કાંઈ વસૂલ આપીએ અગર અપાવીએ તે આ ખતમાં ભરાવી ને અગર જૂદી પાવતી લઇને આપીએ. ઉપર લખ્યું તે સહી. આ ખત અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી લખી આપેલું છે તે અમારા દેવધર્મથી પાળીએ.

અત્ર ભતુ અત્ર સાખ

૧ ફલાણા ફલાણા ભતુ દા. પોતે. ૧ ફલાણાની સાખ ધણી બે હજુર.

## ખેડુતનું અંગ ઊધાર ખત. (નમુનો ૪ થો.)

સં. ૧૯૮૮ ના આશો શુદ ૧ ને વાર ગરેઉ તા. ૨૩ મી સપ્ટેમ્બર સન ૧૮૯૨ અંગ્રેજી દિને મોજે પડાલ તાલુકે દાસરા જીલ્લે ખેડાના રહેનાર શાહ મોંજીલાલ રણછોડદાસ પારસાત જોગ લી. સંસ્થાન વાડાશિનોર પ્રલાકે રેતાકાંઠા રહેનાર પટેલ. નારણ કાકુભાઈ જત રા. ૧૫૧) અંકે એકસા એકાવન પુરા રોકડા બાબાશાહી શિકકાના લીધાછે તે દેવા તેનુ વ્યાજ માસ એકે દર રૂા.૧ એકે ટકા અર્ધા લેખે દોકડા સાડી પંચોતેર ચઢે સહી. તેમાં અમારા ઘર ખેડની આગોતર પાછોતર પડચાપાન સાથે જે ઉપજ આવે, તે તમામ તમારે ત્યાં ભરીએ સહી. એમાં કશો શુકન નહિ. આ રૂા. ગામ પરગામ દેવા. +બાબાશાહી શિકકાના દેવા. ફ-

+ અસલ રાજ્યક્રાન્તિ થવાને વાર લાગતી નહોતી તેથી તે રિવાજ પડેલા કાયમ રહ્યો છે. જુના ખતોમાં તો તે શે. નું વજન અને શિક્કાનું નામ નોંધાતું હતું. જેમકે સૂરતી શિકકાના દેવા. માસા અથવા વાલ ( ) નો રૂા. દેવા. ૪.

દાપિ વરસ કાહુ કવરૂ થાય તો આ રૂ. અમારી જાત મિલ્કતથી તથા વાલી વા-રસોથી પુરા કરી આપીએ. આ ખતના રૂા. ખેતી કરવા સારૂ બળદ ખ-રીદવાને લીધેલાછે. તે એકામતે એકાજતે દેવા. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોંશીયારીથી તમારા ગામઉપર આ-વાને લખી આપ્યાછે. તે અમારે તથા અમારા વારસોને કબુલછે. એ લ-ખ્યું તે પોતાના ધર્મથી પાળીએ. દા. પરી. છોટાલાલ રણછોડદાસના ધણી બે રજુવાતે આ દસ્તાવેજ લખી આપ્યોછે.

| અત્ર | મતુ | અત્ર | સાખ. |
|---|---|---|---|
| પટલ. નારણ કાકુભાઇ મતુ ઉપર લખ્યુ તે સહી છે. | | ૧ ધરીઆ. છોટાલાલ મૂળજી સાખ. | |
| | | ૧ પરી. છોટાલાલ રણછોડ સા-ખ ધણી બે હજુર | |
| | | ૧ શાહ. મોંજીલાલ મોતી સાખ. | |

## અંગાઉ જામીન ખત.

સં. ૧૯૪૯ ના આસો શુદ. ૨ ને ગરેઉ તા ૨૨ સપ્ટેમ્બર સ. ૧૮૯૨ અગ્રેજી દિને આદે અંગ અમદાવાદ વાસ્તે—વંગ પરી. ખુશાલ-દાસ ગોકળદાસ પારસાત જોગ લી. નડિયાદ વાસ્તે વંગ ચોકશી માણેક-લાલ રણછોડદાસ જત રૂા. ૧૦૦૦) અંકે એક હજાર પુરા રોકડા કલદાર લીધા છે. તેનું વ્યાજ માસ એકે સેંકડા એકે પોણા ટકા લેખે જુમલે રૂા. ૭ાા સાડાસાત વ્યાજના ચઢે, તે સહિત દેવા. આ રૂપીઆના જામીન શાહ. રણછોડ ખુશાલદાસ થયા છીએ તે આપે અપાવે છુટીએ. આ રૂપિયા દેશ પરદેશ એકામતે એકાજતે આપીએ. અમો અમારી જાત મિલકતથી તથા

વારસોથી પુરા કરી+આપીએ. એમાં કશો શ્રુકન નહિ આ રૂ. નું વ્યાજ અધિક માસ સાથે દિવાળી બાકી ભરી આપીએ. તમારા લ્હેણા પેટે વસૂલ આપીએ, તે આ ખતમાં જમાં+કરાવીને આપીએ. આ ખતમાં જામીનદારનું મતુ કરાવી આપ્યું છે. તમારૂં લેહણું ન પતે અને ફરિયાદ કરવી પડે. તો ખરચ શિકે નાણાં આપીએ. આ જામીન ખત અમારી રાજી ખુશીથી તથા અકકલ હોંશિયારીથી લખી આપ્યું છે. તે અમારે તથા અમારા વારસોને કબૂલ છે. એ લખ્યું ફરે, તેપોતાના ધર્મથી ફરે.

| અત્ર મતુ | અત્ર સાખ |
|---|---|
| ૧ ચોકશી. માણેકલાલ રણછોડદાસ. મતુ ઉપર લખ્યું તે સહી. | ૧ શા. માણેકલાલ આશારામ સાખ દ. પોતે. |

× કેટલાક લખે છે કે આ રૂ ના જામીનદાર ફલાણા ધણી છે. તે ધર ધરાઉ રૂ. આપે. જાત મિલકત વેચીને પણ આ રૂ વ્યાજ સાથે પુરા કરી આપે અથવા જામીન ફલાણા થયાછે. હું જામીન ( ) લખી આપું છું કે સદર હું ખતની રકમ માલ ધણી નહિભરે તો જે બાકી રહેરો તે વ્યાજ મુદ્દલ સાથે અમારી હરેક માલ મિલ્કતથી તથા વારસથી પુરા કરી આપેશી જામીની છુટે કારણસર આ ખતની ફરિયાદી કરવી પડે તો તેનો ખરચ અમારે શીરછે.

× મરાઠીમાં લખાય છે કે વસૂલ આપીએ તેની પાવતી લઈએ પાવતી લીધા વગરવસૂલ આપનાર નથી. ઉઘરાણીને માટે માણસ આવે તેને જે ખરચ આપું તે વસૂલમાં મજરે માગીશ નહિ એના જામીન ( ) છે. આ નાણું ફલાણો પુરૂં નહિ કરી આપે તો હું જામીનદાર ફલાણો કોઇ રીતે ઇનકાર નહિ કરતાં કરાર પ્રમાણે પુરૂં કરી આપું. આ રૂ. મારી સમક્ષ પુરા કરી આપ્યાછે માટે તેની પાવતી લેવાની જરૂર નથી આ કરજ ખત અમે ઉભયતાએ રાજી ખુશીથી વગેરે—

૧ શાહ.+ રણછોડ ખુશાલદાસ મતુ ઉપર લખ્યું તે સહી. ૧ શા. મોહનલાલ રણછોડ સાખ ધણીના કહેવાથી કરી છે.

**ખાંધાખત.**

સં. ૧૯૪૮ ના આસો સુદ. ૨ ને વાર શુક્ર તા. ૯ સપ્ટેમ્બર સ. ૧૮૯૨ અંગ્રેજી દીને. વડોદરા વાસ્તે વંગ ઝવેરી પુરૂષોત્તમ કેશવલાલ પારસાત જોગ લી. એક ગામ વાસ્તે વંગ દુધવાળા કરીમ અમલુમિયાં જત અગ ઉધાર રૂા ૬૦) અંકે સાઠ રૂા. પાછલા ખાત તથા ખાતાની રૂહએ નીકળે તે દેવા. તેની કરતો ત્રણ કરી છે. તેની વિગત—રૂા. ૨૦) સ. ૧૯૪૯ ના માગસર સુદ ૧૫ રૂા. ૨૦) સં. ૧૯૪૯ ના ફાગણ સુદ ૧૫ અને રૂા ૨૦) સ ૧૯૪૯ ના અસાડ સુદ ૧૫.

૬૦)

એવી વિગતે રૂા ૬૦) સાદના ચડે ચડયાં ખાંધા ભરીએ. ખાધું ખાળે, તો માસએકે સેકડે ટકા લેખે વ્યાજ ભરી આપીએ. જો એ પ્રમાણે નાણાં ભરીએ નહિ, તો અમારી જાત મિલકતથી તથા વારસથી પુરા કરી આપીએ તેમાં કશો શુકન નહિ. જો સરકાર દાવો કરવો પડે, તો તેનો તમામ ખરચ પણ મજરે આપીએ. આ દેવા પેટે તમને જે રકમ આપીએ અપાવીએ તે તેમાં વસુલ ભરાવી આપીએ. આ ખત અમે અમારી રાજી રગત વ દાથી તથા અક્કલ હોંશિયારીથી અને બીન કેફથી લખી આપ્યું છે, તે અમારા ધર્મથી પાળીએ.

| અત્ર મતુ | અત્ર સાખ |
|---|---|
| ૧ દુધવાળા. કરીમ અમલુમિયામતુ ઉપર લખ્યું તે સહી. દા '। ન્હાનાલાલ લલ્લુભાઈ મતાદારના કહેવાથી. | ૧ ઉપાધ્યા. ગંગાશંકર ગવરીશંકર સાખ દ. પોતે. ૧ વૈદ. મગનલાલ ચુનીલાલ સાખ ધણી એ હજુર |

× કેટલાક મતુ કરાવતી વખતે જામાનીદાર એમ લખાવે છે.

# ઘરાણિયાં ( ગીરો ) ખત.

## ( સાન ઘરાણિયું ( દાગીના ઉપર )

સંવત ૧૯૪૩ ના ફાગણ શુદ ૮ ને વાર બુધ તારીખ ૨૯ મી એપ્રીલ સન ૧૮૮૭ ના દીને આહેઆગે કસબે કપડવંજ વારં વંગ ત્રવાડી બાળકૃષ્ણ મનસુખરામ નાતે મોઢ બ્રાહ્મણ પારસાત જોગ લી. એક ગામવાશી ભટ જીવરામ ભોગીલાલ નાતે ખેડાવાલ જત રૂ ૫૧) અંકે એકાવન પુરા બાબાશાહી શિક્કાના લીધા તે દેવા. એની સાનમાં હેમનો દોરો ૧ એક સેરો એનો તમારે ત્યાં મક્યો છે. એ દોરાનું સાવ તોલ ખીલી સહિત તોલા અઢીને વાલ બે કીમત રૂ ૭૨ ) બોતેરને સુમારે છે, તે, તમારા રૂા. વ્યાજ સાથે આપે ત્યારે છુટે આ રૂા. દેશ પરદેશ દેવા જ્યારે તમે માગો ત્યારે દેવા. એનું વ્યાજ માસ એકે સેંકે છ આના લેખે ગણતાં મજમલે દોકડા ઓગણીસ ને બદામ બે વ્યાજની વધે તે સહિત દેવા. આ રૂપિઆનું વ્યાજ દિવાળી બાકી અધિક માસ સાથે આપીએ. કદાપિ ન આપીએ તો સદર સાનવાળી મિલ્કતથી પુરા કરી લેવાને તમે મુખ્ત્યાર છો. અમે તેમાં આનાકાની કરીએ નહિં ઓછો અદકો માલ અમારો છે. રાજક દૈવકે ઘરાણું ઘરાણાવટ છે આ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિઆરીથી લખી આપ્યું છે. તે અમારે તથા અમારા વાલી વારસોને કબલછે.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧ ભટ જીવરામ ભોગીલાલ | ૧ શા. પૂનમચંદ મૂળજી સાખ. |
| મતુ ઉપર લખ્યું તે સહી | ૧ શા. કેશવલાલ લલ્લુભાઇ |
| દા. પો. | સાખ ઘણી બે હજૂર. |

## નમુનો ૨ જો. ( જમીન ઉપર )

સં. ૧૯૪૬ ના વરખે વૈશાખ વદ ૧૦ ને વાર બુધ તા. ૧૪ મી મે સન ૧૮૯૦ ના દીને. પરી. છોટાલાલ અંબાઇદાસ રહેવાશી શહેર વડોદરાના. ઠેકાણું મહેતા પોળમાં. પારસાત જોગલી. પટેલ હાથીભાઈ મિઠાભાઇ રહેવાશી મોજે મકરપુરા મહાલ વડોદરાના. જત રૂ પ૦) અંકે પચાસ ગામ ચલણી દેવા. એની સાનમાં અમારૂં ખેતર ઝાડ પાન સાથે નામે મહુડી વાળું મકરપુરાની સીમમાં સરવઇ નંબર (      )વિઘાં (      ) નું છે તે તમારે ત્યાં મૂક્યું છે. તેના ખુંટ ચારની વિગત પૂર્વ પા. અમથા ગીરધરનું ખેતર છે. પશ્ચિમે પા. કાળીદાસ ભાઇજીનું ખેતર છે. ઉત્તરે નાળિયું છે. અને દક્ષિણે તલાવડી તથા પા. બાપુ રઘાની ચારીછે. એ ખેતરનો અસલ વેચાણ દસ્તાવેજ ( અમુકના નામનો ) પણ અમોએ તમને સોંપ્યોછે. તે, તમારૂં દેણું પતેથી છૂટે. આ રૂ. નું વ્યાજ માસ એક સેંકડે રામ આઠ લેખે કર્યું છે માટે મજમલ્લે દોકડા પચીસ વ્યાજના ચઢે તે દેવા. અને તે દિવાળી બાકી અધિક માસ સાથે ભરી આપીએ સહી. કદાપિ ન આપીએ તો સાન વાળી મિલ્કતથી વસૂલ કરી લેવામાં આનાકાની કરીએ નહિ. અને અસમાની સુલતાની વખતે ઉપર લખ્યું ખેતર જવાબદાર છે. આ ખત અમે અમારી રાજી રજાવંદીથી તથા સાફ દીલથી લખી આપ્યુ છે તે અમે તથા અમારા વાલી વારસો બાપના બોલ સાથે પાળીએ.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ પા. હાથીભાઇ મિઠાભાઇ | | ૧ પા.ચુનીલાલ અમથાભાઇના સાખ. | |
| મતુ ઉપર લખ્યું તે સહી | | ૧ પા. દ્વારકાંદાસ લલ્લુભાઇ સાખ. | |

( ૩ )

સં. ૧૯૪૩ના ફાગણ શુદ ૮ ને વાર બુધ તા.૨૯-૪-૮૭ ને દીને મોજે નાર તાલુકે પેટલાદ જીલ્લે વડોદરાના રહેનાર પરી. છભાઇ ગોકળ દાસ જોગલી. એક ગામ વ.શી પગી રામા રૂપા. જોગ લખી આપું છું કે તમારી પાસેથી રૂ ૧૦૦) અંકે સો નંડામણી સાથે લીધા તે લેવા. એના અવેજમાં મોજે મચકુરની સીમમાં અમારૂં ખેતર નામે વડવાળું. સરવઈ નબર ( ) નુ એકર ( ) છે, અને સરકારમાંજે પગી રૂપા રધાના નામે ચાલે છે તે ખેતર ઝાડ બીડ અને પડયા પાન સાથે તમારે ત્યાં સાન ગીરો મુક્યું છે મા. એ જમીન તમારા રૂપિયા વ્યાજ સાથે પુરા કરેથી છુટે. એ જમીન તમારા સિવાય બીજા કોઇને સાનમાં લખી આપેલી નથી. તેમ તમારા રૂા. પતવ્યા વગર અમારાથી બીજા કોઇને ત્યાં સાન ગીરો મૂકાય નહિ. તથા વેચાણ અપાય નહિ. આ રૂા. જ્યારે તમે માગો ત્યારે બીન તકરારે આપવા. જો તેને માટે તકરાર કરૂં તો સદર સાન વાળી મિલ્કતથી તમારી રકમ વસુલ કરી લેવાને તમે મુખત્યાર છો આ ખતને પેટે જે કાંઇ વસુલ આપીએ અથવા અપાવીએ તે તેની પાઠે વસલ ભરાવીને આપીએ. આ રૂા. નું વ્યાજ દરમાસે દર સેકડે રામ બાર લેખે કર્યું છે. તે દિવાળી બાકી અધિક માસના વ્યાજ સાથે ચડે સહી આ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોંશિયારીથી લખી આપ્યું છે તે અમો તથા અમારા વાલી વારસો પોતાના ધર્મથી પાળીએ.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ પગી રામા રૂપા મતુ ઉપર લખ્યું તે સહી. દા- મોહનભાઇ લલ્લુભાઈ ધણીના કહેવાથી લખ્યું છે. + | | ૧ પા. મોહન દેવજી સાખ<br>૧ પા. અમથા ભાઇબા સાખ<br>૧ પરી. ચંદુલાલ ગરબડ સાખ | |

## નમુનો. ૪ થો ( ઘર ઊપર. )

સંવત ૧૯૪૨ ના ચૈત્ર શુદ ૧ ને વાર મંગળ તા. ૨૮-૪-૯૨ ને દીને. શાહ મહાસુખભાઈ નહાલચંદભાઈ સંસ્થાન લુણાવાડા વાસ્તેવંગ. પારસાત જોગ લી એક ગામ વાશી પરી. મગનલાલ રણછોડદાસ હસ્તા ખરાણ દત્તવા જત રૂ ૧૨૫] અંકે એકસો પચીસ ગામ ચલણા લીવાછે તે દેવા. એની સાનમાં ઘર ૧ એક અમારા બાપદાદાનું અમારી માલકી તથા ભાગવટાનું હાટાંના કૂવા પાસેના ખાંચામાં છે તે અમોએ તમારે ત્યા સાનગીરો મૂક્યુંછે. તેની ચારે દિશાની વિગત ( ) અને તેનું અસલ ખત ફલાણાના નામનું છે તે પણ તમારે કબજે કર્યુછે. માટે વ્યાજ સાથે તમારા રૂ. આપેથી અમારી મિલ્કત છૂટે. આ રૂપિઆનુ વ્યાજ દર માસે દર સેંકડે આઠ આના લેખે કર્યુ છે તે દિવાળી બાદી અધિક માસ સાથે ગણીને આપીએ. સદરહું ખતના રૂ. તથા તેનું વ્યાજ તમે જે વખતે માગો તે વખત ઉપર લખી સાનગાળી મિલ્કતથી તથા અમારી બીજી હરેક મિલ્કતથી તથા અમારી જાતથી વસૂલ આપીએ. એ ઘર ઉપર કોઇનું દેણુ નીકળે કે હક હિસ્સો માલુમ પડે તો તેના અમો જવાબદાર છીએ. કદાપિ તે પ્રમાણે કરીએ નહિ અને તમારે ફરિયાદ કરવી પડે તો તે ફરિયાદી ખરચ સહિત અમારી જાતથી, તથા વંશ વારસોથી તથા હરેક બીજી મિલ્કતથી વસૂલ લેવાને તમે તથા તમારા વારસો મુખ્ત્યાર છો. આ દસ્તાવેજ રૂ. રોકડા લઇને અમોએ રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી અને બીન કેફ તથા સારી તન દુરસ્તીથી લખી આપ્યોછે તે અમારે તથા અમારા વંશ વારસોને કબૂલછે.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ પરી. મગનલાલ રણછોડ | | ૧ શા રાયજી દલીચંદ સાખ. | |
| મતુ ઉપર લખ્યું તે સહીદા. પોતે | | ૧ શા. ગણપત હરજીવન સાખ. | |

## નમુનો. ૫ મો ( ઘરઉપર )

સં- ૧૯૪૪ ના આસો શુદ ૯ ને વાર શનેઉ. તા. ૨૪ સપ્ટેંબર સન ૧૮૮૮ ને દીને. પરી. પ્રેમાનંદ મનસુખ વડોદરા વાસ્તેવંગ. ઠે. બાજવાડા ઘોળીકૂઈ આગળ. પારસાત જો. લી. એક ગામવાશી ઘાંચી રણછોડ જીવા ઠે. ચાંપાનેરી દરવાજા બહાર. દસ્તાખરાણ દત્તવા જત રૂ. ૨૦૧) અંકે બસે એક ગામ ચલણી દેવા. એની સાનમાં ઘર નંગ ૧ અમારૂં બાપીકું શ્રી શહેર મધ્યે મહોલ્લે બાજવાડાની અંદર શેઠશેરીના નાકા ઉપર છે તે તમોએ અમારી રાજી રજાવંદીથી તથા અક્કલ હોંશિયારીથી તમારે ત્યાં સાનમાં મૂક્યું છે. તે ઘર ઉત્તર દક્ષિણ લાંબુ ગજ ૧૦ અને પૂર્વ પશ્ચિમ પહોળું ગજ ૮ છે. એની ચારે દિશાની હદની વિગત–( ) એ ઘરનું અસલ ખત ફલાણાના નામનું છે તે અમોએ તમને સોંપ્યું છે તે તમારા રૂ. વ્યાજ સાથે પુરા કરેથી છૂટે. એ ઘર ઉપર બીજા કોઈનું દેણું કે હક નથી. રાજક દૈવક વખતે ભોંયતળિયું જવાબ દે. આ રૂ. નું વ્યાજ માસ એકે રૂ. એકે દોકડા અર્ધા લેખે કર્યુંછે તે દિવાળી બાકી અધિક માસના વ્યાજ સાથે ચઢે તે દેવું. કદાપિ ઉપર લખ્યા રૂ. વ્યાજ સહિત પુરા કરીએ નહિ તો ઉપર લખી સાનવાળી મિલ્કતથી તથા અમારી જાતથી વસૂલ કરી લેવામાં હરકત કરીએ નહિ. અને ફરિયાદ કરવી પડે તો તેના ખરચ સિકે તમામ રૂ. ભરી આપીએ સહી. આ દસ્તાવેજ અમારી ખુશીથી તથા શુદ્ધ બુદ્ધિથી કરી આપ્યો છે માટે ઉપર લખ્યું અમારે તથા અમારા વંશ વારસોને કબૂલછે. તે પોતાના ધર્મથી પાળીએ સહી.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧ ઘાંચી રણછોડ જીવા મતુ | ૧ શા. હીરાલાલ લલ્લુભાઈ સાખ. |
| ઉપર લખ્યું તે સહી. દા. પોતે. | ૧ શા છગનલાલ જમનાદાસ સાખ. |

## ભોગ ધરાણિયાં-કબજાગીરો. ( જમીન ઉપર ]

સં. ૧૯૪૮ ના શ્રાવણ સુદી ૧૦ ને વાર મંગળ તા. ૧૦ મી અગષ્ટ સન ૧૮૯૨ દિને-આદેહગ કસબે હાસરા વાસ્તે વંગ. પરી. પ્રેમચંદભાઇ કરસનદાસ નાતે દશા નાગર વાણિયા. પારસાત એક ગામ વાસ્તે વંગ પા. જગાભાઈ છબાભાઇ નાતે લેઉવા પાટીદાર. હસ્તા ખરાણ દતવા જત ગ્રહીત ધરાણે ભોમ ખેતર ૧ એક ડિસ્ત્રિકટ ખેડા સબ ડિસ્ત્રિકટ હાસરા તાબાના મોજે વાંધરોલી ગામની સીમમાં સરવઇ નં. ૧૦૧) વાળું એકર ૮ ગુંઠા ૧૨ નું, નામે કુંભારિયું. તેના ખૂંટ ચારની વિગત. ઉગમણે પાસે પા. નાગજી ભૂધરનું ખેતર છે. દખણાતે પાસે વાડદ જવાનો રાજમાર્ગ છે. આથમણે પાસે પંડ્યા મથુર હરખજી તથા જાની મૂળજી પ્રભુજીનું ખેતર છે. તથા ઉત્તર દિશાએ પંડ્યા જગજીવન કેશવરામનું ખેતર છે. એ ખૂંટ ચાર વચ્ચેની જમીન. વાડ વળગણી, શેઢા પાળી અને ઝાડ ખીડ સમેત તમને ગીરો આપીને તેની ઉપર રૂ ૧૨૯૦) અંકે બારસેં નેવું પેળિયાં લીધાંછે. એ રૂ. નું વ્યાજ નહિ અને ખેતરની દાણ નહિ. જ્યારે તમામ રૂ. પુરેપુરા આપીએ ત્યારે આ ખેતર છૂટે. એ જમીનનો સરકાર હક ( રૂ. આટલા ) છે તે તમારે ભરવા અને ઉપજ આવે તે પણ તમારે લેવી. એ ખેતર ખેડો, ખેડાવો તથા આડ ધરાણે મૂકો; અને તમારૂં દિલ ચહાય તેવી રીતે તેનો વહિવટ કરો; તેમાં અમે કશી હરકત કરીએ નહિ. એ ખેતરમાં જવા આવવાનો તથા હળ ગાડુ વગેરેનો રસ્તો પંડ્યા મથુર હરખજીના ખેતરને શેડેછે. આ ખેતર અમારૂં બાપીકું તથા અમારા કબજા ભોગવટાનું હતું તે તમારે કબજે સોંપ્યુંછે. એના ઉપર બીજા કોઇનો દર દાવો નથી, તેમ છતાં જો કોઇ હરકત કરે તો તેનો અથવા તમારો ઉપર લખ્યા રૂપિઆનો જવાબ અમો તથા અમારા વાલી

પારસો આપીએ. એની બાંધી વર્ષ ત્રણની કરી છે માટે બાંધી મુદતે રૂ. આપેથી ખેતર ઉપર અમારો અલાખો. આ ખત અમોએ રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારી તથા બીન નિશાથી લખી આપ્યું છે તે ખરૂ છે.

| | | |
|---|---|---|
| અત્ર | મતુ અત્ર | સાખ. |
| ૧ પા. જગાભાઇ છગાભાઇ | | ૧ પરી. જીભાઇ ગોકળદાસ સાખ. |
| મતુ ઉપર લખ્યું તે સહી. | | ૧ ગાંધી ત્રીકમ મંછારામ સાખ. |
| દા. પોતે. | | ૧ પા. નારણભાઇ ડાકુભાઈ સાખ. |

૨

સં ૧૯૮૫ના ફાગણ વદ ૧૦ વાર ગુરૂ ના. ૨૭ અકટોબર સર ૧૯૨૮ અંગ્રેજી દિને ગામ બોરીઆવી તાલુકે આણંદના રહેનાર પટેલ દ્વારકાંદાસ લલ્લુભાઇ નાતે લેઉવા પાટીદાર જોગ લી. ગામ અગાસ તાલુકે પેટલાદના રહેનાર પા મોતાભાઇ વરજભાઇ નાતે કડવા કણબી. જત રૂ ૨૦૦) અંકે બસેં કલદાર લીધા તે દેવા. તેના અવેજમાં અમારી વડિલો પાર્જિત મિલ્કતનું સરકારી ખેડ ખાતાની જમીન પૈકીનું જે અમારા બાપને નામે સરકારમાં ચાલે છે તે ખેતર અમારા ગામની સીમમાં સરવઇ નંબર ૧૦૫૦ થી વિઘાં ૬ અને વસા ૮ નું કી તે બાવળિયુ છે તે તમોને ધરાણે આપ્યું છે તેના ખુંટની વિગત—પૂર્વે શુકલ. નાથા હીરજીનું ખેતર છે, પશ્ચિમે પગી હરખા ભીમાનુ ખેતર છે. ઉત્તર પા. ચુનીલાલ આત્મારામનું ખેતર છે. અને દક્ષિણે મલેક જીવણ અહમદનું ખેતર છે. એ રીતે ચાર ખુંટ વચ્ચેનું ખેતર ઝાડ સહિત અમોએ તમને સોંપ્યુ છે અને તેની અવધ વર્ષ પાંચની કરી છે. મુદત પુરી થયે તમે માગો તે વખતે રૂ. આપીને ખેતર તથા ઝાડ અમારે તાબે લઇએ. આ રૂપિયાનું વ્યાજ નહિ અને ખેતરનો ૧ ( ઉત્પન્ન ) જે નહિ.

તમારા ગીરો હકથી એ ખેતર ખેડો ખેડાવો, અગર આડગીરો મૂકો કે તમારી મરજીમાં આવે તેમ તેનો વહિવટ કરવાને તમો મુખ્ત્યાર છો. ખેતરનાં ઝાડનો જે ફાલ આવે તેના ધણી તમો છો. પણ કુદ્રત રજાએ ઝાડ પડે તેની જે કીમત ઉપજે તે અમારી રકમ પેટે જમે કરો હવેથી આ ખેતરનો સરકાર હક ભરવાનું તમારે શીર છે. આ ખેતર ઉપર અમારો કોઇ કરજદાર, હિસ્સેદાર, ભાગીદાર વગેરે દરદાવો કરે તો અમો તથા અમારા વાલી વારસો તેનો જવાબ દઇએ. ખેતરમાં જવાનો રસ્તો દખણાને પાસે છે. આ કબજાગીરો ખત રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીન કેફથી લખી આપ્યુ છે તે અમોને તથા અમારા વારસોને કબુલ છે.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| | ૧ પા મોતીભાઇ વરજ ભાઇ મતુ ઉપર લખ્યુ તે સહી. દા. પોતે. | ૧ પા. રણછોડ ગીરધર સાખ<br>૧ પા અમથા પ્રભુજી સાખ. | |

( ૪ )

સં. ( ) મીતિ. ( ) ના દીને. કસબે નવસારીના રહેનાર ( ) નાતે ( ) ધંધો ( ) ઉમર ( ) જોગ લી. ગામ ( ) નો રહેનાર ( ) નાતે ( ) ધંધો ( ) ઉમર ( ) જત અમોએ અમુક કામને માટે રૂ ( ) અંકે ( ) અમુક શિક્કાના તમારો પાસેથી લીધા તે દેવા. એના અવેજમાં અમારી સરકારી + ખેડ ખાતાની જમીન નીચેની વિગતવાળી જે કુલાબાને

+ મરાઠીમાં લખાય છે કે વડિલોપાર્જિત સરવઇ નંબર ( ) પોતાના કબજે ત્રણ પેઢીથી છે તે કબજા અને ભોગવટામાં આપી છે. તેની ઉપજ વ્યા-

નામે સરકારમાં ચાલે છે તે તમોને કબજા ગીરો આપી છે. તેની વિગત-
( કોષ્ટક પાડીને અથવા ચાલતી લીટીએ લખવી. )

એણી વિગતે એકંદર જમીન વિઘાં ( ) રૂા. ( ) માં કબજા ગીરો મૂકીછે. માટે ગીરોના હકથી તમારી મરજી મુજબ વહિવટ કરવાને તમો તથા તમારા વારસો મુખ્ત્યાર છો સહી. એ જમીનનું જે ઉત્પન્ન આવે તેમાંથી સરકાર ભરણું તમારે ભરવું અને ફાજલ રહે તે તમારા રૂા. ના વ્યાજમાં વસૂલ કરવું. અને તેમ કરતા જે વધે તે મુદ્દલમાં મજરે ગણવુ. અને ઉપજ ઓછી થવાથી તમને વ્યાજની કસર પડે તે અમો મજરે આપીએ સહી. તમારા ઉપર લખ્યા રૂા. નું વ્યાજ દર માસે દરસેંકડે ટકા અર્ધા લેખે કર્યુંછે તે દિવાળી બાકીના વ્યાજ સાને તથા જે વરસમાં અધિક માસ આવે તે વ્યાજ સાથે આપીએ. એ રૂા. તમે માગો ત્યારે બીન

---

જમાં જમા કરાવે બાકી જે વ્યાજમાં વધારે થશે. તે અમે ઘર ધરાઉ આપીએ કઈ વાંધો લઇએ નહિ લોક લકંડ હુ આપુ કદાપિ વરસો વરસ કર ન આપીએ અને તે તમારે ભરવો પડે તો જમીન છોડતી વખતે દિવાળી બાકી વ્યાજ પ્રમાણે ભરી આપું વસૂલ આપુ તેની પાવતી લઉ. પાવતી વગર વસૂલ આપ્યાની તકરાર કરનાર નથી. રૂા રોકડા ભરી પુરી પામ્યો છું તમારા એકદર અંકનો નિકાલ કરી લઇશ ત્યારે ધરાણે આપેલી મિલ્કત ઉપર હક કરીશ દરમ્યાન હક કરું નહિ સદરહુ મિલ્કત બીજાને જર જોખમમાં નાખેલી નથી. તેમ તમારી રકમનો નિકાલ થશે ત્યાં સુધી કોઇને આપીશ નહિ. અમો રૂા. ના આપીએ તો ધરાણિયા જણશ વેચીને રૂા. વસૂલ કરવા તેમાં કમી ઉપજે તો ઘર ધરાઉ ફડચો કરૂં. તેને માટે કોઇ પણ વાતનો સબબ લઇશ નહિ. વસૂલને માટે માણસ આવશે તો તેના પેટિયા ઉપરાંત બે આના રોજ આપીશ તે ખતમાં મજરે માગીશ નહિ. સદર મિલ્કતને માટે કોઈ હરકત કરે તો તેનુ નિવારણ હું કરૂં. તમને મહેનત પડવા ન દઉં. ઇ૦ ઇ૦

હરકતે આપીએ. તેમાં કાંઈ તકરાર કરીએ તહિ. વાંધો ઉઠે ફરિયાદ કરવી પડે તો તે ફરીયાદીના ખરચ સાથે રૂપિયા તમારા હાથમાં આવે ત્યાં સુધીના વ્યાજ સાથે આપીએ ત્યારે આ ગીરો જમીન છુટે. એ જમીનથી તમારા રૂ. પુરે પુરા વસૂલ નહિ થાય તો અમારી બીજી સ્થાવર જંગમ મિલ્કતથી તથા અમારી જાત અને વાલી વારસોથી વસૂલ કરી લેવાને તમે મુખ્ત્યાર છો. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી લખી આપ્યો છે તે અમારે તથા અમારા વંશ વારસોને કબૂલછે સહી.

| | | | |
|---|---|---|---|
| અત્ર | મતુ | અત્ર | સાખ |
| ૧ ( અમુકનું મતુ ) | | | ૧ ( અમુકની સાખ ) |

## ૪ ( ઘર ઉપર ગીરો ખત )

સં. ૧૯૪૯ ના વરસે માહા વદ ૬ ને વાર ભોમે તા-૬-૨ ૯૩ ના દીને. આદેહગ શ્રી ગોધરા વાસ્તેવંગ દેશાઈ નાથજી ભોગીલાલ નાતે દસાનિમા વાણિયા પારસાત જોગ લી. એક ગામ વાશી કાછીઆ નાથા પુંજા હસ્તા ખરાણ દત્તવા જત રૂ. ૫૨૫) અંકે પાંચસેં પચીસ ગામ ચલણી પુરા રોકડા બાબાશાહી લીધાછે તેની સાનમાં ઘર નંગ ૧ ઉગમણા બારનું અમારૂં બાપીકું જાની શેરીમાં છે તે અમોએ અમારી રાજી રજાવંદીથી તથા અક્કલ હોંશિયારીથી બીન કેફે તમોને ધરાણે આપ્યું છે. એ ઘર ઉત્તર દક્ષિણ પહોળું ગજ ૧૨ અને પર્વ પશ્ચિમ લાંબું ગજ ૮ છે તે ઘરની દિશા ચારની વિગત ઉત્તરે મકન હીરજીનું ઘર, દક્ષિણે ભગુ પ્રેમજીનું ઘર, પશ્ચિમે પરી. માણેકલાલ હરગોવનનું ડહેલું, અને પૂર્વે સરિયામ રાજમાર્ગ છે. એ રીતે ચાર ખૂંટ વચ્ચેનું ઘર આગલા બારથી પાછલા બાર સુધી હેઠળ ને ઉપર બધું અસલ હદ મરજાદ જમીન તથા ચાલ ચોક

ફળિયાની હદ સહિત ઘરાણે આપીને તમારે કબજે કર્યું છે. એ ઘરનું ભાડું લેવું નહિ અને આ ખતના રૂા. નું વ્યાજ દેવું નહિ. એ ઘર આજસુધી અ-મારા કબજા વહિવટમાં ચાલ્યું આવેલુ તે આજથી તમારા કબજા વહિ-વટમાં સોંપ્યું છે. હવેથી એ ઘર ઉપર તમો ગીરો હકથી તમારી મરજી મુજબ વહિવટ કરજો. એ ઘરમાં તમો રહો અગર કોઇને રાખો તેનું જે ભાડું ઉપજે તે તમારૂં છે માટે તમારૂં મનમાને તેમ કરો. એ ઘર ઉપર કોઈ દર દાવો કરે અથવા રાજક દૈવક હોય તો આ ખતના દાવાની જ વાબદારી અમારે તથા અમારા વાલી વારસદારોને શીર છે. ઉપર લખ્યુ ઘર પડે આખડે ચણાવાનો તથા નળિયાંની ખોટ વગેરેનો ખરચ અમે ઘરધણી પુરો કરીએ. અને સંચરામણ તમે ગીરવી રાખનાર આપો સદી સદર હું ઘર તમારા કબજામાંથી છોડાવવાની બંધી વર્ષ પાંચની કરી છે ત્યાર પછી તમારા રૂા. આપેથી ઉપર લખ્યું ઘર તમારા કબજામાંથી છુટે આ ખતને પેટે જે વસુલ આપુ તે ખતની પીઠે જમે કરાવી આપુ—તેજ મંજૂર છે. સિવાય બીજી હરેક રીતે આપ્યા અપાવ્યા કહી જે જે તકરાર કરૂં તે સર્વ તકરાર ના મંજૂર છે. ઉપર લખી મુદત વિતે આ ખતના રૂા તમો જ્યારે માગો ત્યારે આપું. કદાપિ તે રૂા. આપતાં ઇનકાર કરૂં અ તેથી તમારે ફરિયાદ કરવી પડે તો તે ફરિયાદી ખરચ સહિત સદરહુ કે ઉપર લખેલી મિલ્કતથી તથા મારી જાતથી તથા મારા વંશ વારસોથ તથા મારી બીજી હરકોઈ માલમિલ્કતથી વસુલ લેવા તમો ગીરવી રાખ નાર મુખત્યાર છો. ઉપર લખ્યા રૂા. અમારા પરચુરણ કરજદારોને દેવાને-સારૂ સદર હું ઘર તમોને ગીરવી આપ્યું છે. આ ગીરોખત અમોએ અ-મારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી તથા સારી તન દુરસ્તથી

લખી આપ્યું છે તેથી તે અમારે તથા અમારા સર્વ વંશવાલી વારસદારોને કબુલ મંજૂર છે.

અત્ર મતુ અત્ર સાખ

( લખી આપનારનું મતુ ) ५ ( સાક્ષીદારોની સહી. )

સં. ૧૯૪૯ ના મહા વદ ૭ ને વાર બુધે તા. ૮ ફેબ્રુવારી સન ૧૮૯૩ ના દીને પરી. છોટાલાલ અંબાઇદાસ નાતે શ્રીમાળી વાણિયા રહેવાશી વડોદરાના ઠે. મહેતા પોળમાં. જોગ લી. મરાઠા ગણુ કાશીબા એક ગામ વાશી ઠે સુરસાગરઉપર રોડિયાની હવેલી પાસે. જત રૂ ૧૦૧) અંકે એકસો એક દેશ ચલણી દેવા. એની સાનમાં ઘર ૧ અમારૂં બાપીકું અમારા કબજા ભોગવટાનુ ઉપર લખ્યા ઠેકાણે છે તે તમોને ઘરાણે આપ્યું છે. એ ઘર ઉત્તર દક્ષિણ પહોળું ગજ ૭ અને પૂર્વ પશ્ચિમ લાંબું ગજ ૫ છે. એ ઘરની ચારે દિશાની વિગત– ઉત્તરે સરિયામ રાજમાર્ગ છે દક્ષિણે રોડિયાની હવેલીની છીડી છે, પૂર્વે રાજેશ્રી વાસુદેવ નારાયણ હરડીકરનું ઘર છે, અને પશ્ચિમે ઉચી પોળને ઝાંપે જવાનો રાજમાર્ગ છે એ ચતુરસિમાપ્રમાણે આગલા બારથી પાછલાબાર સુધી હેઠે તથા ઉપર સોત ઉત્તરાતા બારનું ઘર ઘરાણે આપ્યું છે. આ ઘરમાં વસો વસાવો તથા આડ ઘરાણે મૂકો, તમારૂં મન માને તેમ કરો. ભાગ્યું તુટયું તથા નળિયાંની ખોટ અમો ઘરધણી આપીએ અને સંચરામણ તમો ગીરવી રાખનાર આપો. જો પડે આખડે તમે ગીરવી રાખનાર દુરસ્ત કરાવો તો તેનો ખરચ અગે માલ ધણી તમને મજરે આપીએ સહી. એની બંધી વર્ષ બેની કરી છે. તે મુદતે ઉપર લખ્યા રૂા. તમોને આપીને એ ઘર ઉપર અલાખો કરીએ. રૂા ના આપીએ ત્યાં સુધી અમારો અલાખો નહિ. આ રૂા. નું વ્યાજ નહિ અને ઘરનું ભાડું નહિ. એ ઘરની કજારજાએ અમો ઘરધણી જવાબ દઈએ.

આ ખત અમોએ રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી અને બીન કે-ફથી લખી આપ્યું છે. આ લખ્યું ફરે તે પોતાની સાત પેઢીના ધર્મથી ફરે-

અત્ર મતુ અત્ર સાખ

( લખી આપનારનું મતુ ) ( સાક્ષીદારોની સહી. )

૬ ( જુનીરીતે. )

સં. ૧૯૮૮ નાવરખે અસાડ શુદી ૫ વાર શોમે--શા મોતી કુંવરજી નાતે મેવાડા વાણિયા. વાશી ગામ વાડાશીનોરના. જોગ લી. પરી ચુનીલાલ છોટાલાલ નાતે મોઢ વાણિયા એક ગામ વાશી—જત રૂ ૧૦૦૧) એકહજા-રને એક પુરા બાબાશાહી રિક્કાના દેવા. એની સાનમાં ઘર ૧ અમારૂં બાપીકું આપડા ગામમાં ખારાકૂવા પાસે પારેખની ખડકીમાં છે તે અ-મોએ અમારી રાજી રજાવદીથી તમોને ઘરાણે આપ્યું છે. એ ઘર ઉતર દક્ષિણ પોહાળું ગજ ૭ છે અને પુર્વ પશ્ચિમ લાંબુ ગજ ૧૦ છે. એ ઘરની દિશા ૪ તેની વિગત– પશ્ચિમે આગલું બાર સરિયામ રાજ માર્ગમાં પડે છે પૂર્વે અમુકનું ઘર છે. ઉત્તર દિશાની સરીલે અમુકનું ઘર છે દક્ષિણ દિશાએ અમુકનું ઘર છે. એ ચતુરસિમા પ્રમાણે આગલા બારથી તે પાછલા બાર સુધી હેઠે તથા ઉપરના માળ સાથે આખું ઘર ઘરાણે આપ્યું છે. એ ઘરમાં વસો વસાવો તથા આડ ઘરાણે મૂકો. તમારૂં મનમાને તેમ કરો. ભાગ્યું તુટયું તથા નળિયાંની ખોટ અમો ઘરધણી પુરાવી આપીએ અને ચળા-મણી તમો ચીરવી રાખનાર આપો સહી. જેટલા રા. લીધા તેવા અમો પાછા આપીએ ત્યારે ઉપર લખ્યા ઘર ઉપર અમારો અલાખો. ત્યાં સુધી અમારો અલાખો નહિ. એ રૂા. નું વ્યાજ નહિ અને ઘરનું ભાડું નહિ. એ ઘરની કજારજાએ અમો ઘરધણી જવાબ દઈએ સહી. અસમાનીસુ

હતાની વખતે ભોંયતળિયું ભોગવે. એની અવધ વર્ષ ત્રણની કરી છે તે પુરી થયે તમારૂં નાણું આપેથી ઘરનો કબજો લઈએ. એ લખ્યાથી ફરે તે પોતાની સાત પેઢીના ધર્મથી ફરે.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧ પરી. ચુનીલાલ છોટાલાલ મતુ દા. પોતે. | ૧ પરી. જેચંદ છોટાલાલ સાખ |
| | ૧ મહેતા હિમતલાલ જેઠા સાખ |

## ૭ ગીરો મુકેલી મિલકતનો વધારો બીજાને ત્યાં ગીરો.

( એકજ ઘરમાં જૂદા જૂદા ભાગો જુદા જુદા માણસોને ઘરાણે આપ્યા હોયએવા ઘરનું ઘરાણીઉં ખત જુની-રીતે )

સંવત ૧૮૬૭ ના વરષે શ્રાવણ વદ ૫ ના દીને આદેહ ંગ શ્રી વડોદરા વાસ્તેવ ંગ પરી. ( ) નાત ( અમુક ) પારસાત એક ગામ વાસ્તે વ ંગ લી. પરી. ( ) તેહેના સુત ( ) તથા ( ) જાતે તમો અમે, એક છીએ. હસ્તાખરાણ દત્તવાન જત શહેર ચલાણી રૂા. ( ) અંકે ( ) અમે બંને ભાઈએ મળીને રોકડા લીધાછે તે દેવા જ્યારે જેવા ચાલે, ત્યારે તેવા દેવા. બાબત ઘર નં. ૧ ઓરડા દોઢની મિલકત ભોંયતળીએથી તે છાપરા સુધી છે. તે અમારા બાપ દાદાની વેચાણ લીધેલીછે. તેમાંથી એ ઘરનો હેઠલો ઓરડો, પરસાળ, તથા મેડા ઉપરની ગોજાર તથા ગોજાર પ્રમાણે ત્રિજોમાળ એ સર્વ અબાપ તમોને ઘરાણે આપ્યાંછે ઉપલા દલનો ઓરડો, પરસાળ, તથા ત્રિજોમાળ મેડાના ઓરડા પરસાળની હદ પ્રમાણે પરી ( ) ને અમે ઘરાણે આપેલુ છે. તેમનો ગીરો હક કાયમ રાખીને ઉપર લખ્યો ભાગ તમને આપ્યોછે એ ધણી પરસા-

ળમાં દાદરછે. ત્યાં થઇને ચાલ્યા જાય ને આવે. હેઠલા ઢળમધ્યે દક્ષિણ દિશાને પાસવે ગોજાર ઉત્તર દ્વારનીછે. તે અમો માલ ધણીને તાબેછે. તે મધ્યે અમો રહીએછીએ. એણી વિગતે એ ઘર હેઠલા ઢળના ઓરડાનું રસ્તે ચાંપાનેરના દરવાજા ભણી તે મધ્યે મેલ્લે શેઠશેરીના બાજવાડા મધ્યે જમણા હાથની આળે ખડકી મહેતા. ( અમુક) ની મધ્યેછે તેના ઉત્તરાતા ખુણે પનિ. (     ) નું ઘરછે તેની જોડે આગલું ઘર અમારૂંછે. અને તે પૂર્વ દ્વારનુંછે તેમજ પેસતાં સન્મુખ આગલું ઘર ઓરડા એકનુંછે તે તમોને ઘરાણે આપ્યુંછે. તેના ખુંટ ચારની વિગત. એ ઘર મધ્યે ઓરડો એક તથા પરસાળ ઓરડાની હદ પ્રમાણે છૂટીછે. અમે તમારી પરસાળમાં થઇને જઇએ એ પરસાળમાં ઉત્તર દિશાએ ચોકો પાણીઆરૂં કરી આપીએ. ચોકમાં છેલ્લું પાણીઆરૂં ઉત્તર દ્વારનુંછે. તેમાં અમારૂં ટાંકુછે. તેમાંથી વરા માફક પહોંચતા સુધી પાણી પીઓ અને કૂવામાંથી પાણી કાઢો. તમારે તથા અમારે નહાવા ધોવાનું પાણીઆરામાં છે. ચોકામાં અમારા રસોડાની બારી તથા ચોરોછે તે જગા અમારે તાબેછે. એઘરનો મેડો ત્રિજા માળ સુધી પીડિયાં પાટિયાંવડે જડેલોછે. તેમાં ઉપર ઢળે દક્ષિણ દિશાએ ગોજાર એકછે. તેની હદ પ્રમાણે પરસાળ છૂટીછે. એ ગોજારને સામા ભડે બારી છે. રસોડા પાણિયારા ઉપર અગાશીછે તે મેડાવાળા જણ ૨ ને. તાબેછે માટે તે વાવરે ને તેમાં હેઠળવાળા એ જણ દાણા દૂણી તડકે નાખે. ત્રિજે માળ ગોજારની હદ પ્રમાણેછે. માટે ત્યાં પાટિયાનો કડેકાર ભરાવી આપીએ. ત્રિજામાળની સતંદર પરસાળ છૂટીછે. હદપ્રમાણે વાવરો. મેડાની ગોજાર વાળો અગાશી વાવરે. મેડાની પરસાળમાં દાદરને માથે ચોકડીછે. તે મેડાના ઓરડા વાળો તથાગોજાર વાળો નહાય ધૂવે. સરસુવાવડે ઉત્તર દિશાની જાળીની તળે ખાળ ખોદે. વાવરનું પાણી એક ખાળ કુંડીછે.

તેની અંદર જાયછે. તેમાંથી લેઇને વારા ફરતી દબડ કૂઈ આગળ નાખે. સેહેજખાના મધ્યે ઘરમાં રહે તે ખરચુજાય, ખડકીમાં ચોથે હિસ્સે ગાય એક બાંધવાનું અમારૂં છે. અને અમારા ઘરમાં ત્રણ વાસ છે. માટે અમે રજા આપીએ તે ગાય બાંધે. મેડાનો ધણી રૂડે ભુંડે ચાર દિવસ હેઠલી પરસાળ વાવરે તથા ડાંગર ખાંડે. એ ઘરમાં ઉત્તર દિશાએ નવ આંગળનો કરોછે તે પરી. (      ) નો પંત્યાળોછે. દક્ષિણ દિશાએ ઓરડા મધ્યે આંતરોછે, તે અમારી ગોજારમાં પડેછે. મેડાઉપર ગોજારભણી દક્ષિણ દિશાએ કરોછે. તે રસ્તામાં પડેછે. તે અમારો સ્વાંગછે પશ્ચિમ દિશાએ પછીતછે તે પરી ની ખડકીમાં પડેછે અને પાછલાં નેવાં તેણી મોર પડેછે. આગલુ ભડું ચોક મધે પડેછે. ઘરનું છાપરૂં બે ઢાળનું છે આગલા નેવાં અગાસીમંધ્યે તથા ચોકમાં પડેછે. દબડકૂઈ ભરાય અને ગળાવે ત્યારે ભાગ પ્રમાણે પૈસા આપવા. દબડકુની તથા તાજખાનાની ઇમારત પડે આખડે ત્યારે માલધણી કરાવે. એણી વિગતે એ હેઠલું ઘર ચોક ચાલ હદ મજમુદ સાથે તમોને ઘરાણે આપ્યું છે. તેમધ્યે વસો વસાવો તથા આડ ઘરાણે મૂકો કે ભાડે આપો તેમાં અમારે લેવા દેવા નહિં. એ હેઠલા ઘરનો ઓરડો તથા મેડાની ગોજાર તથા ત્રિજા માળની ગોજાર પડી આખડી અમે ઘરધણી પાસે રહીને સમરાવી આપીએ. કદાસ અમો હાજર ન હઇએ, તો તમો કોઇને પાસે રાખીને ધર્મ સ્વરૂપે જે ખરચો તે મજરે આપીએ. ખત મધ્યે ભરીને આપીએ. જ્યારે જોખમ લાગે ત્યારે ભોયતળીઉં જવાબ કરે૦ નાણું આપે ત્યારે છૂટે નાણાનું વ્યાજ નહિ, અને ઘરનું ભાડું નહિ. ચોથો માળ અમારે તાબેછે તે ત્રિજામાળની પરસાળે નિસરણી માંડીને અમો લાકડાં લેવાં ચડીએ. એણી વિગતે રૂા. (      ) માં તે ઘરાણે આપ્યુંછે. એ શિવાય તમે તથા મેડાવાળાએ જણ મળીને રૂા. ૫૦૦) સુધી

ખરચો, તો તમોને તથા મેડાવાળા જણુ બેને મજરે આપીએ. પોત પોતાના ખત મધ્યે અરધો અરધ ભરીને આપીએ. છાપરૂં ઉચું કરે અને ચોથો માળ આખો નીકળે ત્યારે ઓરડા ગોજાર પ્રમાણે અમારે તાબે. ૫. રસાળનો મેડાવાળાને હવાલે કરીએ. નળીઆંની ખોટ સંચરામણી નળીઆં સાથે આપણે ત્રણે ભાગે છે. એની અવધી વર્ષ ૧૧ ની કરીછે. અવધ વિતે નાણાં આપે ત્યારે ઘર છૂટે. ચોકમાં બેસીને ખત લખ્યુછે જાળીતળે સુવાવડના ખાળનું લખ્યું છે તે નહિ. પોતાના ચોકની હદમાં ખોદે. પરછંદીઆ બાંધીએ તે ત્રણે ભાગે બાંધીએ. રાજીથઇને ઘરાણે આપ્યુછે. તે લખ્યું બાપના બોલ સાથે પાળીએ. ઓળો સિતેર એક દસ્કતનીછે.

અત્ર મતુ તત્ર સાખ

૧ મતુ ઉપર લખ્યુ તે સહી ખત વાંચીને મતુ કર્યુછે દસ્કત પોતાના. સાક્ષીદારની સહી

## આડઘરાણિયું.

આપણે ગીરો રાખેલી મિલ્કત બીજા માણસને ત્યાં ઘરાણે મૂકવી તેને આડઘરાણિયું કહેછે અને તેને માટે લખેલા દસ્તાવેજને આડઘરાણિયુંખત કહેછે.

આડઘરાણે સ્થાવર તથા જંગમમિલ્કત આપી શકાયછે. અને તે બન્ને સાનગીરો કે કબજાગીરો મૂકી શકાયછે. સાનગીરોથી આડઘરાણે મૂકતાં મૂળનો દસ્તાવેજ આડઘરાણે રાખનારને સ્વાધીન કરવો પડેછે અને કબજાગીરોથી આપતાં મિલ્કતનો કબજે તથા મૂળનો દસ્તાવેજ સોંપવો પડેછે.

આડધરાણિયું ખત લખવાની રીત ધરાણિયાખત જેવીછે. ફેરમાત્ર એટલોજ છેકે જત રૂ. અંકે રૂ૦ આટલા દેવા. તેની સાનમાં અમોએ અમુક ધણી પાસેથી રૂા. આટલામાં ધરાણે રાખેલી મિલ્કત અમુકછે તે તમોને આડધરાણે સાનમાં આપીછે, કે આડધરાણે કબજાગીરો આપીછે. અને તેબાબત મૂળ માલધણી પાસેથી લખાવેલો દસ્તાવેજ મીતિ અમુકનો તમને સોંપ્યોછે તે તમારૂં નાણું આપેથી છૂટે. સાનગીરો હોય તો વ્યાજનો બાબ લખવો. તથા બીજા કરાર હોય તે લખવા. અને કબજાગીરો હોય અને વ્યાજ દેવાનું નહોય તો તે લખવું કે રૂ૦ નું વ્યાજ નહિ અને મિલ્કત અમુકનું ભાડું નહિ. અથવા જેવા કરાર હોય તેવું લખવું અને તે ઉપરાંત લખવું કે જ્યારે મૂળમાળધણી આ મિલ્કતનો કબજો છોડવે ત્યારે તમારે પણ તેનો કબજો બીન તકરારે આપવો. અને અમારે પણ તમારા ઉપર લખ્યા રૂ૦ આપવા. ઈ૦

## ગીરો ઉપર જાસ્તી કરજ વિષે.

ગીરો ઉપર જાસ્તી કરજ ખાસ કારણ વગર થતું નથી. માટે ફરીથી કરજ કરવામાં આવે તો તેનો અલાયદો દસ્તાવેજ લખવો જોઇએ. અને તેમાં નાણું ઉપાડવાનું કારણ જણાવી લખવું કે અમોએ અથવા અમારા અમુક સંબધીએ તમારે ત્યાં રૂ૦ આટલામાં અમારી માલકી ભોગવટાની અમુક મિલ્કત ધરાણે મકીછે મીતિ અમુક. તે તમારા પાછલા રૂ૦ તથા ઉપર લખ્યા રૂ૦ આટલા મજમલ્લે રૂ૦ આટલાથી એ મિલ્કત ધરાણે આપીછે. તેની ચતુર દિશાની વિગત—એરીતે તમામ હક સાથે ઉપર લખેલાં રૂ૦ માં ગીરો આપ્યુંછે તે પ્રથમના દસ્તાવેજની રૂઇએ ગીરો-નાહકથી જેવા વહિવટ કરતા આવ્યાછે તેવા કરજો. જ્યારે તમારા રૂ૦ વસૂલ થઈ રહે ત્યારે એઘર ગીરો હકથી છૂટે વગેરે કરાર હોય તે લખવા.

એ મિલ્કત અમુક પ્રકારના ગીરોની તમોને આપેલીછે તે ઉપરાંત વધારે રૂ.૧૦ લઇ ને આદસ્તાવેજ અમોએ અમારી રાજી રજાવંદીથી લખી આપ્યોછે તે અમારે કબૂલછે. ઇ૦

**વળત દાનિચું ખત.**

આ દસ્તાવેજ ઘરાણિયા ખતનો એક ભાગ છે જેમ તેમાં રૂ. નું વ્યાજ નહિ અને જમીનનું ભાડું નહિ. તેમ આમાં અમુક મુદત સુધી તેનો ભોગવટો કરે એટલે ધીરેલી રકમ વ્યાજસાથે વળી જાય એવા કરાર હોયછે. ખેતર અને ગામ ઉપર આવી જાતના લેખ કરવાનો ચાલછે. જ્યારે એવો લેખ કરવાનો હોય ત્યારે નાણું ધીરનાર વિચાર કરીને જુએ છે કે ધીરેલી રકમ તેના વ્યાજ સાથે કબજે રાખેલી મિલ્કતમાંથી કેટલી મુદતે પુરી થશે. પછી તે સુમાર ઉપર કબજાની મિલ્કતની મુદત ઠરાવવામાં આવેછે. અને તે લેખ લખવાની રીત કબજાગીરો ખતના જેવીછે

# ભાગ ૨૬ મો ભાડાચિઠી વિષે.

## સમજુતી.

સ્થાવર મિલ્કતના ઘસારાબદલ લેવાની રકમને ભાડું કહેછે.એ પ્રમાણે મિલ્કત કબજે રાખનારને ભાડુત કહેછે અને માલધણી તેની પાસેથી જે કરાર લખાવી લેછે, તેને **ભાડાચિઠી, ભાડાનામું કે ભાડાખત** કહેછે.

ભાડાચિઠીઓ બે પ્રકારનીછે. ૧ ઘર વગેરે મકાનની- ૨ ખેતર વગેરેની મકાનો ભાડે આપ્યા બાબતના લેખને **ભાડાચિઠી**. ભાડાનામું કે ભાડાખત કહેછે અને ખેતર વગેરે ભાડે આપ્યાના લેખને **ગણોત** કે ગણુવત

કહેછે. એ બંને પ્રકારના લેખ મુદતબંધી અને વગર મુદતના થઈ શકેછે. અસલ માલધણી ભાડુતને લેખ કરી આપતા હતા; પણ હાલમાં તો ભાડુત પાસેથી માલધણી ભાડાચિઠી લખાવી લેછે. કેટલેક ઠેકાણે ભાડે રાખનાર પાસેથી મુદત બાંધી લખાવેલા કરારને ભાડાની કબૂલત કહેછે અને માલધણી પાસેથી ઉલટ લેખ લખાવી લેવાને પટા કહેછે. કોઈ કોઈ ઠેકાણે તો આ લેખને કબજ પણ કહેછે.

ભાડા ચિઠી લખવામાં નીચેની બાબતો આવવી જોઇએ. ( ૧ ) માલ ધણી અને ભાડુતનાં મૂળ ગામ તથા હાલનાં ઠેકાણાં. ( ૨ ) ભાડાની મિલ્કતનું ઠેકાણું. ( ૩ ) ભાડાની રકમ વાર્ષિક કે માસિક, અને તેલેવા વિષે. તથા અધિક માસના ભાડા વિષે. ( ૪ ) ભાડું વસૂલ ન થાય તેના ઇલાજ. ( ૫ )ચોમાસાની સલામણ તથા નેવાંની ખોટ આપવા વિષે. ( ૬ ) ઘર ઉપર સરકારી લાગતો– ( ઘરવેરો, પાણીવેરો, જાજરૂ વેરો અને દબડનો કચરો કઢાવવો. ) ભરવા વિષે ( ૭ ) ટાંકાં, કૂવા અને સંડાશ વગેરેનો ભાડુતને ભોગવટો કરવા વિષે. ( ૮ ) જરૂરની મરામત. કરવા ન કરવા વિષે. ( ૯ ) મકાન ખાલી કરવાને અવધી મારવા વિષે. (૧૦ )ભાડુત જાણી બુઝીને નુંકસાન કરે, મુદતસર ભાડુ ન આપે તો, અને પોતે ભોગવટો નહિ કરતાં બીજાને ભોગવટો કરવા દે તોલેવા જોગ ઇલાજ. ગણોતમાં ઉપરની કલમ ૧—૨ ઉપરાંત ખેતરનું સંરક્ષણ, તેની લાગત, ઝાડ બીડની નિપજ. દાણને પેટે અનાજ કે રોકડ રકમ, સલામી ભરવાનું,અવધી પ્રમાણે કબજો છોડવાનું, તે ન છોડે કે દાણ ન ભરે તો તેના ઇલાજ. વગેરે બાબતો લેખમાં સમાવવી.

જે ભાડા ચિઠી અથવા ગણોત એક વરસને માટે હોય અને તેની ઉપજ રૂા. સોની અંદર હોય તો તે લેખને સ્ટાંપના કાગળની જરૂર નથી.

જે ભાડા ચિઠી અથવા ગણોત એક વરસથી ત્રણ વરસ સુધીની મુદતનું હોય અને જેની રકમ ઉધડી ઠરાવેલી નહિ હોય પણ તેની દરસાલની સરાસરી જે રકમ થતી હોય તે રકમ ઉપર સેંકડે આઠ આના લેખેનો સ્ટાંપ ગીરો ખતની પેઠે લગાડવો જોઇએ.

ત્રણ વરસની ઉપરની ભાડાચિઠી કે ગણોતનો લેખ હોય અને તેની ઉધડી રકમ ઠરાવી ન હોય તો દર સાલની સરાસરી ઉત્પન્ન ઉપર વેચાણ ખતની માફક સેંકડે બે ટકાનો સ્ટાંપ લગાડવો જોઈએ.

જે ભાડા ચિઠી મુદ્દત બંધી ન હોય તે લેખની દશ વરસની સરાસરી કાઢતાં એક વરસ માટે જે રકમ આવે તે રકમ ઉપર સેંકડે વેચાણ ખતની પેઠે બે ટકાનો સ્ટાંપ મારવો જોઇએ.

ભાડાચિઠી તથા ગણોતમાં ભાડુ કે સોંથ ઠરાવી હોય પણ રકમનો આંકડો પોતા રાખ્યા હોય અને ઉધડ રકમ પણ ઠરાવી ન હોય તો એ ખતને જે લાગત લાગુ થવાની હોય તે લાગત ઉપરાંત ઉધડ રકમ માટે વેચાણ ખત માફક બે ટકા મુજબ સ્ટાંપ વાપરવો જોઇએ.

## ભાડાચિઠીઓના નમુના.

સં. ૧૯૪૯ ના વૈશાક શુદ ૧૧ તા-૨૯-૪-૯૩ ના દીને ચોકશી ચુનીલાલ હિમતલાલ રે. વડોદરાના. જોગ લી. વાડાસિનોરના રહેવાશી તે હાલ વડોદરા ગુ. શા. નં.૧લામાં આસિ-માસ્તર શા ચુનીલાલ લલ્લુભાઇ જત તમારૂં ઘર નગે ૧ બાજવાડા શેઠશેરી મધ્યે મનજી ભતની ખડકીમાં તમારી પડોશમાં છે તેનો વચલો તથા ત્રીજો માળ તમામ ભાડે રાખ્યો છે એનું ભાડું વરસ એકના રૂા. ૧૮) અંકે અરાઢ કર્યુંછે તે પ્રમાણે અમો જ્યાં સુધી રહીએ ત્યાં સુધીનું ભાડું આપીએ.+ અધિક માસનું ભાડું આપીએ નહિ. એ ઘરને અંગે તમારા ટાંકા, કૂવા અને સંડાસનો ભોગવટો કરીએ. એ ઘરની સંચરામણ અમો ભાડુત આપીએ, અને નેવાંની ખોટ તથા ઘરની દાગદુગીનો ખરચ તમો ઘરધણી આપો

---

+અગર ખાલી રાખીએકે બીજાને ભાડે આપીએ તોપણ,ઉપર લખ્યા ભાડાના રૂા- અમે આપીએ.

જ્યારે એ ઘર ખાલી કરાવવાની તમારી ઇચ્છા થાય ત્યારે અમને બે માસ અગાઉથી ખબર આપવી. એ લખ્યું તે સહી.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧ શા ચુનીલાલ લલ્લુભાઇ મતુ. | ૧ શેઠ હરીલાલ લલ્લુ સાખ |
| દા. પોતે | ૧ શા લલ્લુ દુવારકાં સાખ |

## ૨ ( મુદત બંધી )

સં. ૧૯૪૩ના જેઠ સુદ ૩ ને વાર બુધે તા-૨૧ મી મે સન ૧૮૯૦ ગાંધી ચુનીલાલ મૂળજી રહેવાશી નડિયાદના. જોગ લી. મહેતાજી મૂળજી ગણપતરામ રહેવાશી ગામ મચકૂરના. જત તમારા કબજા ભોગવટાનું ઘર ૧ એક કો+વાડા પોળ મધ્યેછે તે બધા ઇમિલા સાથે અમોએ ભાડે રાખ્યું છે અને તેના ભાડાના રૂ ૫૫) અંકે પંચાવન વરસ એકના કર્યાછે તે વરસ પુરૂ થયે ચુ÷કવી આપીએ. જે સાલમાં અધિક માસ આવેતેનું ભાડું વરાડ પ્રમાણે મજરે આપીએ. એની બ ધણીની મુદત પુરી થયે ચોમાસા સિવાય તમો જ્યારે ઘર ખાલી કરાવો ત્યારે બીન તકરારે

+ મોટાં શહેરોમાં તે ઘરનો નંબર તથા ચતુર સિમા લખવાનો ચાલછે.+પાવતી લઇ ભાડું આપવું અથવા ભાડા ચિઠ્ઠીની પીઠે વસુલ ભરાવુ. પાવતી સિવાય વસુલ મજરે માગું નહિ. વળી એ ઘરમાં જાણી બુજીને તમને નુંકસાન થાય એવું કરીએ તો તમે જે નુંકસાન કહો તે ભરી આપીએ. ઘરના ભાડાની મુદત પુરી થયેથી અમોએ તમારા ખરચે કરાવેલી મરામત તથા સંપડાવેલી વસ્તુ ઉપર હક કરીએ નહિ. અમુક મીતિ એ ઘર કબજે કરીએ.

ખાલી કરી આપીએ. એ ઘરમાં જરૂરીઆત દાગદુગી બે માસની અંદર તમારે કરાવી આપવી. તેપ્રમાણે તમે ઘરધણી નકરાવો તો અમે કરાવી લઇએ અને તેને માટે જે ખરચ થાય તે તમારા ભાડાના રૂ૦ માં તમારે મજરે આપવો સહી. એ ઘરની ચલાઇ અમો આપીએ અને નેવાંની ખોટ તમો આપો સહી. તમારા ભાડાના રૂ૦ દરસાલ મુદતસર ન આપીએ તો ઘરનો કબજો અમારી પાસેથી છોડાવીને બીજાને ભાડે આપો તેમાં તકરાર કરીએ નહિ. તમારૂં ભાડું ખજે અને ફરિયાદ કરવી પડેતો ફરિયાદી ખરચ સહિત તમામ રૂ૦ અમો અમારી જાત મિલકતથી તથા વાલી વારસથી ભરી આપીએ. આ ભાડા ચિઠી અમે અમારી રાજીખુશીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીન કેફ તનદુરસ્તીથી લખી આપીછે તે કબૂલ છે.

| | | | |
|---|---|---|---|
| અત્ર | મતુ | અત્ર | સાખ. |
| ૧ મહેતાજી મૂળજી ગણપતરામ મતુ દા૦ પોતે. | | ૧ મહેતા મણીલાલ મૂળજી સાખ. | |
| | | ૧ શા૦ પ્રેમચંદ લલ્લુભાઈ સાખ | |

## ગણોત નામું.

સં. ૧૯૪૬ના જેઠ સુદ ૫ વાર શુકરે તા-૨૩ મે સન ૧૮૯૦ તાલુકે અમુકના ગામ મોજે અમુકના રહેનાર (          ) જોગલી૦ ફલાણા ફલાણા રહેવાશી ગામ મચકૂરના જત તમારૂં ખેતર નામે વિઘાં આટલાં સરવેઃ નંબર અમુકનું અમોએ ફલાણી સાલની ફસલ ઉપર સોથે ખડેવા રાખ્યું છે. તેની દાણના રૂ૦ અંકે આટલા વરસ એકના કર્યાછે. તે સરકારના હપ્તા પ્રમાણે બે હપ્તે આપીએ.

અને સં. (   ) ના વૈશાક સુદી ૩ પહેલાં એ ખેતર તમારે હવાલે કરીએ અને તે ઉપર ખેડ ખાતર કે બીજા કશાનો હક રાખીએ નહિ. ઉપર લખ્યું તે સહી

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧ ગણોતે રાખનારની સહી. દા૦ અમુકના ધણીના કહેથી સહી કરી છે | ૧ ( સાક્ષીદારની સહી ) |

૨

સં. ૧૯૪૯ ના વરખે વૈશાક વદ ૬ ને બુધે તા. ૧૭ માહે મે સન ૧૮૯૨ ના દીને પા. હરીવલવ લખમણદાસ રહેવાશી મોજે ગજેરા તાલુકે જંબુસરના ગામના. જાગલી. પા નારણભાઇ રણછોડ રહેવાશી ગામ મચફરના. જત અમોએ તમારા કબજા ભોગવટાનું ખેતર ૧ નામે ફલાણું સરવઇ નંબર અમુકનું તમારી પાસેથી ગ+ણોતે રાખ્યું છે. તેના ખુટ*ની વિગત— (   ) એ ચતુરસિમા વચ્ચેનુ ખેતર સર્વ જાતના હક સહિત એક સાલી સોંથે રાખ્યું છે તેની દાણના રૂ. અંકે આટલા ઠરાવ્યા છે એ જમીનના સરકાર ધારાના રૂ. જે હોય તે તમારે ભરવા. એ જમીન અમે ખેડીએ, અથવા પડતર કે વાસલ રાખીએ, પાકે અગર ના પાકે તોપણ અમારે તમને ઉપર લખ્યા વજેના રૂ. ફસલમાં આપવા. એ જમીનની હદનાં નિશાન તથા ઝાડબીડ બરાબર સાચવી રાખીએ. તેમજ ખાતર પુંજો નાખી દુરસ્ત કરવાનું તે અમે કરીએ. તમારી રજા વગર કોઇ ઝાડ વાઢીએ નહિ, અને વાઢીએ તો તેની નુંકસાની બદ-

+ અમુક મોસમ માટે રાખ્યું હોય તો તેનું નામ લખવું. × ખુંટની વિગત આસન પાડી લખવી હોયતો આ પ્રમાણે આસન રાખવાં. સરવઈ નંબર, જમીનની જાત, વિઘાં, આકાર, ઉત્તર, દક્ષિણ, પુર્વ, પશ્ચિમ. દિશાનીહદ.

લ તમે જે કહો તે ભરી આપીએ. એ જમીનના બાણુ શેડા સરકારના ધારા મુજબ અમે કરીએ અને તે ન કરવાથી સરકાર કંઇ દંડ અથવા ફી લે તો તે અમો આપીએ. એ જમીન સાફ ખેડાણ વાવેતર કરવા લાયક ચારે ખુણે ચોખ્ખી વગર કચરાની તથા ચીડા વગરની રાખીશું. ન રાખીએ તો તમોને જે નુકસાન થશે તે ભરી આપીશુ. આ ગણોતનો મુદત વર્ષ ૧ ની ઠરાવી છે. અવધ વિતે એ જમીન પડી મૂકવા કહો તો બીન તકરારે હાલતે + ચાસે તમારે કબજે સોંપીએ. અને તમો અમારા કબજામાંથી લઈ બીજાને ગણોતે આપવા મુખ્ત્યાર છો. તે વખત કબજા સંબંધી અમારી તકરાર ચાલે નહિ. કદાપિ અમે પડયું મૂકીએ નહિ તેમ જ ગણોતના રૂા. ઘર ધરાવ આપીએ નહિ, અને તે બાબત તમારે ફરિયાદ કરવી પડે તો તે ફરિયાદીના ખરચ સહિત તમામ રૂા. અમારી જાતથી, તથા હરેક તરેહની મિલ્કતથી તથા અમારા વંશ વારસોથી વસૂલ આપીએ. આ દસ્તાવેજ અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી તથા બીન કેફથી લખી આપ્યો છે તે કબૂલ મંજૂર છે.

| | | | |
|---|---|---|---|
| અત્ર | મતુ | અત્ર | સાખ |
| પા૦ નારણ રણછોડ મતુ ઉ- | | ૧ પા૦ મોતીલાલ મગન સાખ | |
| પર લખ્યું તે સહી દા૦ પો૦ | | ૧ ધોંડો પંતભાઇ મંગળે સાખ. | |

× કોઈ એમ પણ લખે છે કે જે કંઇ વાવેતર કર્યું હોય તે ઉઠાવી લઇને આ ખેતર અમુક તિથિએ ફેડ ખાતર વગેરેની તકરાર નકરતાં તમારે કબજે કરીએ. આવતી સાલ એ ખેતર તમારી ધ્યાનમાં આવે તેને વાવેતર કરવા આપો તેમાં અમે તથા અમારા વાલી વારસો કશી તરેહની હરકત કરીએ નહિ. કોઈ એમ પણ લખે છે કે અવધ પુરી થયે એ જમીન તમારે કબજે સોંપીએ.

## ૩ અણોત અથવા ગણોતની કબૂલત

સં. ( ) મીતિ ( ) તા. ( ) માહે ( ) સન ( ) દીને કસબે ( ) ના રહેનાર ( ) નાતે ( ) જોગ લી. કસબા ( ) ના રહેનાર ( ) નાતે ( ) જત લખી આપું છુ કે અમુક ગામમાં તમારો વજીફો નામે ( ) છે તે સ. ( ) ની ફસલથી તે સં. ( ) ની ફસલ સુધી વરસ આટલાંને માટે અમે ખેડવા સારૂ ગણોતે રાખ્યો છે. તેની હદની વિગત—( ) એ રીતે સાંથે રાખ્યો છે. તેના ગણોતના દર ફસલના રૂપૈઆ ( ) અંકે આટલા લેખે દર ફસલે ફસલ મીતિ અમુકને રોજ આપતા રહીશું. દર સાલના રૂ. મુદત પ્રમાણે ન ભરીએ તો દર સેંકડે આટલા ટકા લેખે વ્યાજ આપીએ. જો મુદત સર રૂ. ન ભરાય તો ઠરાવેલી મુદતની અંદર તમારો વજીફો અમારી પાસેથી છોડાવી બીજાને સોંપવા તમે મુખ્ત્યાર છો. અને તેમ કરતાં તથા ઠરાવેલી મુદત પહેલાં અમે પોતે વજીફો છોડીએ તેથી ઉપર લખ્યો વજીફો બીજાને સોંપતાં તમને જે નુંકસાન પ્હોચે તેનુ જોખમ અમારે શીર છે. એ જમીનમા પાકે, ન પાકે, અસમાની સુલતાની આફત લાગે, ખેડીએ અગર પડતર રહે તોપણ ઉપર લખ્યા ઠરાવ પ્રમાણે તમારૂં ગણોત ભરીએ એ જમીનનાં હદનિશાને અમો સંભાળી રાખીએ. તથા તેના બાણ શેઢા નવા કરવા પડે કે દુરસ્ત કરવા પડે તે પણ કરીએ સહી. ઉપર લખી અવધ વિતે એ જમીન અમોને અગર બીજા કોઇને તમારૂં દિલ ચહાય તેને દાણે આપવા મુખ્ત્યાર છો તેમાં કબજા સંબંધી અમારે તકરાર કરવી નહિ. ઉપર લખ્યા રૂ. અમારાથી ન ભરાય તો એ જમીનની ઊપજથી તથા અમારી જાતથી તથા બીજી માલ મિલકતથી ભરી આપીએ સહી. આ ગણોતની કબૂલત

અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી તથા બીનકેફથી લખી આપી છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબૂલ છે.

અત્ર મતુ અત્ર સાખ

( લખનારનું મતુ. ) ( સાક્ષીદારની સાખ )

૪ ગણોતનો પટો.

(માલ ધણી ખેડુતને લખી આપે. )

સં( ) મીતિ( ) તા ( ) સ ( )સન ( ) ના દીને.ગામ ( ) ના રહેનાર( ) નાતે ( ) જોગ.લી.ગામ ( ) ના રહેનાર ( ) નાતે ( ) જત અમારૂં ખેતર નામે ( ) અમુક ગામની સીમમાં ( ) સરવઈ નિંબર અમુકનુ છે તે અમોએ તમોને સ.( ) ફસલ થી સં( )ની ફસલ સુધી વરસ આટલાં ને માટે સોંથે ખેડવાને આપ્યુછે. તેની ચતુર સિમાની વિગત—[ ] એ ચતુર સિમા વચ્ચેનું ખેતર ગણોતે આપીને તેની સોંથના રૂ. અંકે આટલા દર ફસલે અમુક તિથીએ લેવાનો ઠરાવ કર્યોછે તેપ્રમાણે ફસલની સોંથના રૂ.અમો લઈએ. અને વાયદો ચૂકે તો રામ આટલા લેખે વ્યાજ સહિતરૂ. લઈએ. એ જમીનમાંના તમામ ઝાડ અમોએ અમારે ઘેર રાખેલાં છે માટે તેનાં ફળ તમારે ખાવાંનહિ. એ જમીન ખેડો, અગર પડતર મૂકો બીજા પાસે ખેડાવો, કમી પાકે, અગર અસમાની સુલતાની આફત આવે તે પણ ઉપર લખ્યા સાંથના રૂ.ઉપર લખી મીતિએ વસૂલ લઈએ.એ ખેતરનાં ઝાડ બીડ તમારે બરાબર સાચવવાં . વાઢવાં નહિ. અમારી પરવાનગી વગર વાઢશો તો અમે જે નુંકસાન કહીએ તે ભરી આપવું પડશે. એ જમીનના ગણોતની અવધ પુરીથએથી ખેડ ખાતર, તથા વાડ વળગણીનો તથા ઉપર લખી અવધમાં ઉછરેલાં ઝાડ ઉપર તમારોદર દાવો નહિ રાખતાં અમારી મિલકત સ. ( ) મીતિ અમુકે અમારે કબજે કરવી. આ ગણોત પટો અમોએ અમારી રાજી ખુશીથી વગેરે લખવું.

# ભાગ ૨૭ મો. વેચાણ ખત.

## સમજુતી.

×સ્થાવર મિલકત વેચાણ આપવા બાબતના લેખને વેચાણ ખત અથવા અઘાટ દસ્તાવેજ કહેછે. ઘર, ખેતર અને એવીજ બાબ્તો સ્થાવર મિલકત વેચાણ આપી શકાયછે.

વેચાણ રાખનારને ખરીદદાર તથા તે આપનારને વેચનાર કહેછે. અને ખતની અંદર એ વિશેષણ જેના તેના નામે જોડવાની રીત ઘણી ચાલે છે.

વેચાણ દસ્તાવેજ લખતાં ઘરાણિયા ખતમાં કરેલી સૂચનાઓ લક્ષમાં લેવી. મુદ્દાની વાત એટલીજ છે કે વેચાણ રાખેલી મિલકત સાથે પાડ પાડોશીના કેટકેટલા, અને તેને અંગે ઘર વગેરેને ભાગવટો કરવાનો શા શા હક છે તે યથાસ્થિત દસ્તાવેજમાં આવવા જોઇએ. તથા એનો મૂળનો દસ્તાવેજ ખરીદદારને મળ્યા કે નહિ તે, અને દરદાવા કરનાર [illegible] મૂળ નાત વિગેરે [illegible] જોઇએ.

× જંગમ મિલકતના પણ વેચાણ દસ્તાવેજ કરવાનો કેટલેક ઠેકાણે ચાલ છે. પણ ગુજરાતમાં તે નથી.

×મરાઠીમાં તેને ખરીદી ખત કહેછે મીતિ પછી ઉભયતાનાં નામ. જત મારા કબજાનું ઘર ૧ મ્યુનિસિપાલ નંબર ( ) નું મજલા બેનું ચુનાઇચી સેજ ખાના સાથે છે તે લાંબુ પહોળું ગજ. ( ) છે તે ઝાડ ઝરોડા, દગડ ધોંડા, નીચે નિક્ષેપ નવાણ ટાંકાં સહિત તમારે કબજે આપેલું છે તેનો ઉપભોગ આજસુધી હું લેતો આવ્યો છુ તે પ્રમાણે તમે કરો. મન ચહાય તેવો ઉપભોગ લો એ ઘરની ચતુર સિમા કોઈ હકદાર દાવો કરે તો તેનો જ્વાબ હુ આપું. તેમાં તમને નુકસાન પહોચતું હોયતો ભરી આપું. આ ઘરના ભોગવટાના કાગળો તમને સોંપ્યા છે રોકડા લીધ છે માટે તેની પાવતીની જરૂર નથી. ઇ૦

## વેચાણ ખતના નમુના. ( જુની રીત )

સં. ૧૯૪૭ના વરષે ફાગણ શુદ ૮ને વાર શનેઉ આદેહંગ શ્રી વડોદરા વાસ્તેવ્યંગ ખરીદદાર શા૧ બેહેતાદાસ છબીલદાસ નાતે વિસામેવાડા વાણિયા. પારસાત જોગ લી. એક ગામ વાશી. વેચનાર મહેતા ગીરધરલાલ ભાઈદાસ નાતે વિસાલાડ વાણિયા. હસ્તા ખરાણુ દસ્તાન જ+ત રૂ પ૨૫) અંકે પાંચસે પચીસ ૨ બાબાશાહીશિકકાના લીધાછે અને તે બદલ ઘર ૧ શ્રી બાજવાડા મધ્યે શેઠ શેરીમાં ઉગમણા બારનું છે તે તમોને ચંદ્રાકાળ વેચાણ આપ્યું છે. એ ઘર ઉત્તર દક્ષિણ પહોળું ગજ ૧૦ દસ કરા સાથેછે તથા પૂર્વ પશ્ચિમ લાંબું ગજ ૧૧ અગિયાર અને ઓટલો ગજ વધારે જુમલે ગજ ૧૩ તેર છે. એ ઘરની ચારે દિશાની વિગત. ઉગમણે પાસે રાજ માર્ગ છે. તે તરફ ઘરમાં પેસવાનું બાર છે. આથમણે પાસે પછીત છે તે સ્વાંગ છે. ઉત્તરાતે પાસે શા મોરારજી છબીલદાસનું ઘર છે. તે કરો કુદલ દળથી છાપરા સુધી પંત્યાળો છે. દક્ષિણની સફીલે શા રતનજી છબીલદાસનું ઘરછે ને કરો કુદલ દલથી છાપરા સુધી પંત્યાળો છે. પછીતની

---

૧ લેનાર દેનારપૈકી વિધવા બાઈ હોય તો બાઈ અમુક ફલાણા ફલાણાની બારજા. વળી તેઓ એકજ નાતનાં હોય તો પ્રથમના નામ આગળ નાત લખીને પાછળના નામ આગળ ' તમો અમો નાતે એક ' લખવાનો રિવાજ છે. ૨. વેચવાનું કારણ હોય તો તેપણ લખાય છે. અથવા લીધેલા રૂા. લહેણદારોને અપાવ્યા હોય તો તેની વિગત પણ આજ લેખમાં લખાયછે જેમકે તે નાણું લીધાની વિગત—રૂા. આટલા અમુકના દેવામાં રૂા. આટલા અમુકના દસ્તાવેજ ભાગીમાં.ઇ.

પછવાડે શા મોતી કુંવરજીની છીંડી છે તે ગજ એકની છે. એ છીંડીની પડખે રસ્તા ઉપર દબાડ કરી છે. અમારૂં તથા શા મોતી કુંવરજીનું તથા શા મોરારજી છબીલદાસનું તથા શા રતનજી છબીલદાસનું નહાવા ધોવાનું પાણી ઉપર લખી છીંડીમાં થઈને દબાડમાં જાય. એ દબાડ ભાગે તૂટે ઉપર લખ્યા ધણી ચાર કરાવે. એ ઘરની ડેહેલ દલમાં ખંડ બે છે. તથા આગલા ઉપર ઓસરી છે પરસાલ મધ્યે ડાબે પાસ મેડે ચઢવા ઉતરવાનો દાદર છે. વચલો માળ તથા ત્રીજે માળ પીઢિયાં પાટિયાંનો જડાવ છે. વચલા માળે ખંડ બે તથા છજુ છે. છજાને ત્રણ બારી છે તે રાજમાર્ગ ઉપર પડે છે તથા પછીતે એક બારી અને બે પાસદે બજાળિયો છે તે છીંડી મધ્યે પડે છે. ત્રીજો માળ સળંગ છે તેમાં પાછલા ભાગમાં ગજ બેની અગાશી છે. ત્રીજે મજલે પછીતે તથા ભીંત મધ્યે એકેક બારી છે. એ ઘરનું છાપરૂં બે ઢાળનું છે. પાછલાં નેવાંનું પાણી અગાશી મધ્યે થઈ છીંડીમાં પડીને રાજમાર્ગમાં જાય છે. આગલા ભાગના નેવાનું પાણી ઓટલાની છાપરી ઉપર પડીને રસ્તામાં જાય છે. એ રીતે બારસાખે કરી બાંધ્યા તથા અદબદ કાટ માલ ઇમલા સહિત પાતાળથી આકાશ સુધી અસલ હદ મરજાદ જમીન ચોકચાલ તથા રસ્તાની હદ સાથે અમોએ તમોને વેચાણ આપ્યું છે. એની કીમતના રૂ. પાંચસેં પચીસ પુરા રોકડા ગણી લીધા છે. આજ પછી એ ઘર સાથે અમારૂં લાગે વળગે ન

---

+ કોઇ એમ પણ લખે છે કે—તેમાં અમારો કોઈ પ્રકારનો હક હિસ્સો નથી અથવા અમારા વંશમાં જે કોઇ હોય તેનું કાંઈ લાગે વળગે નહિ. અથવા અમો તથા અમારા વંશવારસોથી તમને કોઈ પ્રકારે કાંઈ હરકત થાય નહિ

નહિં. એ ઘરનો ભોગવટો તમે તથા તમારા વંશવારસો મરજીમાં આવે તેમ કરો. એ ઘરઉપર પ્રથમ અમારો જેવો હક હતો તેવો હકતમને વેચાણ આપ્યોછે માટે એ ઘર ઉપર હવે અમારે અભરામ કુલ ન દાવોછે. એ ઘરઉપર કોઇ દરદાવો કરે તો તેનો જવાબ અમો તથા અમારા વંશ વારસો દઇએ સહી. આ ખત અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારી તથા બીન કેફથી લખી આપ્યુંછે. તે અમો તથા અમારા વંશવારસો પોતાના ધર્મથી પાળીએ.

અત્ર મતુ તત્ર સાક્ષ

૧ મહેતા ગીરધરલાલ બાઇદાશ મતુ ઉપર લખ્યું તે સહી દા. પોતે

૧ પટેલ. વ્રજલાલ પુરષોતમ સાખ ધણીએ હજુર

૧ પટેલ. ચુનીલાલ લલ્લુ સાખ

## નમુનો ૨ જો. (ખેતરનુ વેચાણ ખત)(નવીરીતે.)

સં. ૧૯૪૯ ના વરખે વૈશાક વદ ૩ ને વાર ગુરૂ. તા. ૩ જી મે સન ૧૮૯૦ ના [illegible] બાપુજી નાતે લેઉવા પાટીદાર, કસબ નોકરીનો; ઉમર વર્ષ ૩૭ પારસાત [illegible] ગામ વાસ્તે વ. ગ. પ. ડગા ભવાનીશંકર ગણપતરામ નાતે મેવાડા બ્રાહ્મણ, ધંધો જજમાન વૃતિનો ઉમર વર્ષ ૩૨—હસ્તા બરાણ દ-તાન જત લિખિત વેચાણુ બોમ ખેતર ૧ દિસ્ત્રિક્ટ ભરૂચ સબ દિસ્ત્રિક્ટ જંબુસર

---

વળી લખેછે કે આ ઘર ઉપર કોઇનું દેણું કે હક હોયતેના જવાબદાર અમો છીએ. અમારા પુરા હકની ખામીને લીધે અગર કાયદાની બારીકાઈથી તમારા કબજા માંથી એ ઘર જાય તો ઉપર લખ્યા રૂા. અમારે તમોને ભરી આપવા કદાચિત રૂા. ન આપીએ તો તેનું વ્યાજ એ ઘર ભોગવટોમાંથી જાય તે તારીખથી ચાલુ દામ લેખે આપીએ. ઈ૦

નાઆના ગામ કાનવાની સીમનું, નામે વાવડીવાળું સરવે નં. ૮૦૫ એકર ૩ ને ગુંઠા ૧૫ નું, તેના ખુંટ ચારની વિગત-પૂર્વે પા. છબાભાઇ દાજીભાઇનું ખેતર છે. દક્ષિણે પા. ખોડાભાઇ દેવજીનું ખેતર છે. ઉતરે સરકારી ગૌચર છે. અને પશ્ચિમે પા. શંકરભાઇ મનોરભાઇનું ખેતર છે. એ રીતે ખુંટચાર વચ્ચેનું ખેતર અદબદ. વાડવળગણી, શેડા પાળી, અને ઝાડ બીડ સમેત વેચાણ આપ્યું છે. તેની કીમતના રૂ ૨૬૦) અંકે બસેં નેવું પોળિયાં લઇને ઉપર લખ્યું ખેતર સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી વેચાણ આપ્યું છે. અબરામકુલ નદાવે વેચાણ આપ્યું છે. એ ખેતર ઉપર હવેથી અમારો કે અમારા વાલી વારસોનો કોઈપણ પ્રકારનો હકદાવો રહ્યા નથી. એ ખેતર અમારૂં બાપીકું અમારા કબજા ભોગવટામાં ત્રણ પેઢીથી હતું તે આજરોજ તમારા કબજા ભોગવટામાં સોંપ્યું છે. માટે હવેથી ને મિલ્કત તમારી છે. એ ખેતર ઉપર સરકાર હકના રૂપિયા છે તે તમો ભરો. તમારૂં મનમાને તેમ એ ખેતરનો વહિવટ કરો. જો તમને કોઇ હરકત કરે તો તેનો જવાબ અમો તથા અમારા વાલી વારસો દઇએ સહી. કદાપિ ન દઇએ તો તેની નુકસાની અમારી જાતથી, તથા હરેક મિલ્કતથી તથા વાલી વારસોથી ભરી આપીએ સહી. ઉપર લખ્યા ખેતરમાં જવા આવવાનો તથા હળ ગાડાનો રસ્તો પા. છબાભાઈ દાજીના ખેતરને ઉગમણે શેડે છે. એ ખેતરનું ચોમાસાનું પાણી પા. ખોડાભાઇ દેવજીના ખેતરમાં થઇ ગૌચરમાં જાય છે. આ વેચાણ ખત અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી લખી આપ્યું છે તે અમારે તથા અમારા વંશ વારસોને કબૂલ મંજુર છે.

અત્ર મતુ અત્ર સાખ

૧ પંડ્યા ભવાનીશંકર ગણપતરામ મતુ ઉપર લખ્યું તે સહીદા. પોતે

૧ પરી. પ્રાણલાલ મોતીચંદ સાખ

૧ પરી. વલવ ઘહેલાભાઈ સાખ

૨

સં. ૧૯૪૧ ના માગશર શુદ ૨ ને રેવઉ તા. ૮–૧૧–૮૫ ને દીને નાદી ગીરધરલાલ ભાણાભાઈ નાતે દસાલાડ વાણિયા. ધંધો સરાફનો રહેવાશી શહેર સુરતના. પારસાત જોગ લી. પા. ગીરધર ગંગાદાસ નાતે કડવા કણબી, ધંધો ખેતીનો રહેવાશી મોજે કુંભારિયા તાલુકે ચોર્યાશી જીલ્લે સુરતના ગામના. જત અમારૂં કબજા ભોગવાટાનું ખેતર ૧ નામે ભાઠિયુ અમારા ગામની સીમમાં સરવેહ નં. ૭૦૧ વાળું એકર ૪ ચારને ગુંઠા ત્રણનું અમારા તીર્થરૂપ ને નામે સરકારી દફતરમાં ચાલે છે તે તમોને વેચાણ આપ્યું છે અને તેને બદલે રૂ ૪૨૫) અંકે ચારસે પચ્ચાસ પોતા માં લીધાં છે. એ ખેતરના ખુંટ ચારની વિગત- ઉત્તરે પા. મોરારજી કહાનજી નું ખેતર છે. પૂર્વે ભટ છગન હરીવલ્લભનું ખેતર છે, દક્ષિણે પડતર તથા વડીની જમીન છે અને પશ્ચિમે નાળિયું છે, એ રીતે ખુંટ ચાર વચ્ચેનું ખેતર તમામ ઝાડ બીડ તથા તેને લાગતા વળગતા તમામ હકો સાથે અમોએ ઉપર લખ્યા રૂા. રોકડા લઈને અભરાન કુલ ન દાવે ચંદ્રાકાળ સુધી તમોને વેચાણ આપ્યું છે તેનો ભોગવટો તમો વંશ પરંપરા કરો. એ ખેતર તમે ખેડો ખેડાવો, પડતર રાખો, ગીરો વેચાણ આપો, દાન કરો, કે તમારૂં મનમાને તેમ કરો, તેમાં અમારો તથા અમારા વાલી વારસોનો કાંઇ દાવો અલાખો નહિ. એ ખેતરનો સરકાર હક+હવેથી તમે ભરો, અને તે સિવાય નવો જે કર વગેરે આજ પછી થાય તે પણ તમારે ભરવો સહી. એ ખેતર ઉપર અમારો કોઈ કરજદાર કે હિસ્સેદાર, વગેરે છે નહિ.

---

બગીચા ઉપર લાગો હોય તો ફૂલસરીના રૂા. તમે ભરો એમ લખાય છે.

અને કોઇ અક્ષાંખા કરે તો તેનો જવાબ અમો આપીએ. ખેતરમાં જવ. આવવાનો રસ્તો નાળિયામાં છે. એ ખેતરને લગતું ફારશી વેચાણ ખત સં. ૧૭૯૫ ની સાલનું અમારી પાસે હતું તે અસલ તમોને આપ્યું છે ઉપર લખી જમીન સરકારમાં તમારે નામે ચઢાવી આપીએ સહી. આ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોંશિયારીથી લખી આપ્યુ છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબુલ છે. તે દેવધર્મથી પાળીએ.

અત્ર મતુ અત્ર સાખ

## ૩. સરકારી ખેડ ખાતાની જમીનનું વેચાણ ખત.

સં. ( ) મીતિ ( ) ના દીને અમુક ગામના રહેનાર ( ) નાત ( ) ધંધો ( ) ઉમર ( ) જોગ લી૦ અમુક ગામના રહેનાર ( ) ઇ૦ જત તમારી પાસથી રૂ ] અંકે આટ_ના અમુક શિક્કાના રોકડા લીધાછે અને તેના બદલામાં અમુક ગામમાં અમારૂં સરકારી ખેડ ખાતુંછે તેનો ખેડ હક તમોને વેચાણ આપ્યોછે. તે જમીનની વિગત નીચે સરવઇ નં ( ) જમીનની જાત તથા નામ તેનુ માપ. દર. આકાર અને ચતુર સિમા લખવી. એરીતે એકંદર જમીન વિઘાં આટલા ઉપરથી અમોએ ખેડ હકની માલકી ઉઠાવીછે. અને તે બદલ તમારી પાસેથી ઉપર લખ્યા રૂા. લીધાછે માટે આજથી એનો વહિવટ તમો કરો. તમારૂં મન ચહાય તેમકરો. એ જમીન ઉપર સરકારની પાછલી બાકી છે નહિ. જો તેવું કંઇ નીકળે તો તેનો જવાબ અમો આપીએ. આજથીસરકાર ધારાના રૂા. તમારે ભરવા. હવે પછી તેમાં કમી જાસ્તી થાય તો તે તમારે શીરછે એ જમીન અમારા નામ ઉપરથી કમી કરાવીને

તમારે નામે સરકારમાં ચઢાવી આપીએ સહી. એ જમીન અમે કોઇને ગીરો આપેલી નથી, તથા તેના ઉપર અમારો કોઇ હિસ્સેદારનો ભાગ લાગ નથી તેમ છતાં કોઈ હરકત કરે તો તેનો જવાબ અમો આપીએ. આદસ્તાવેજ અમે અમારી રાજીખુશી ર્થી લખી મતુ સાક્ષી વગેરે કરાવવું

# ભાગ. ૨૮ મો ફારગતી વિષે.

હરકોઇ મિલ્કત કે લેવડ દેવડના સંબંધમાં એક બીજા પાસે કોઇ પ્રકારનો હક નહિ રહેવા બાબત લખેલા લેખને ફારગતી કહેછે. ફારગતીઓ ત્રણ પ્રકારની થઇ શકે છે. ૧ લેવડ દેવડના હિસાબ પત્યાની, ૨ વડિલો પાર્જિત અથવા પંત્યાળી મિલ્કત વહેંચી લીધાની, ૩ સ્ત્રીને છેડા છૂટકા કર્યાની ( તલાક નામું ).

## ફારગતીના નમુના.

### ૧ ખાતું સરભર થયાના ફારગતી.

સં. ૧૯૪૯ના વૈશાક વદ ૪ તા. ૪-૫-૯૩ ના દીને આદેહગંગ શ્રી વાડાશિનોર વાસ્તે વંગ શા. લલ્લુભાઇ જેઇતાદાસ ગારસાત જોગ લી. એક ગામવશી દોશી અમૃતલાલ ગોરધનદાસ. જત અમારૂ લેહણું તમારી પાસે ખાતાની રૂહથી જે હતું તે આજદીન સુધી ચૂકતે

૧ બધા લોકનાં ખાતાં સરભર થયાની ફારગતીઓ લખાતી નથી માત્ર તકરારી ખાતું હોય અને જેનો નિકાલ થયા છતાં વાંધો ઉઠાવવાંની ભીતિ હોય તેની પાસેથી ફારગતી લખાવવામાં આવે છે ૨ મુકરર ખાતું હોય તો તેનું નામ લખવું અને ખત કર્યું હોય તો તેપણ લખવું ૩ રૂા. ના આંકડો લખે અથવા મોઘમ લખે તોપણ ચાલે ૪ કોઇ એમ લખેછે કે હવે તમારી પાસે મનથી તથા ખાતેથી તથા બીજા કોઈ પ્રકારથી લહેણું રહ્યું નથી

હિસાબે પુરેપુરૂં પતાવીને તમોએ અમારૂં મન મનાવ્યું છે માટે હવેથી અમારૂં કોઇપણ તરેહનું લહેણું તમારી પાસે રહયું નથી. આજથી તમારે અમારે અભરામ કુલ ન દાવા છે હવે અમારી તરફથી અમારા વાલી વારસો કે ભાગીદાર કોઇ પ્રકારનું લેહેણું કાઢે તો તે આ ફારગતીથી રદ છે. આ ફારગતી અમે અમારી રાજીખુશીથી તથા અકક્લ હોશિયારીથી તથા બીન કેફથી લખી આપીછે તે અમારે કબૂલ મંજુરછે

| | | | |
|---|---|---|---|
| અત્ર | મતુ | અત્ર | સાખ |

१ દોશી અમૃતલાલ ગોરધન १ ( )
મતુ. દા. પોતે

## २ વેહેંચણની ફારગતી.

સ. १९४९ના ચૈત્ર શુદ ૧ તા –૩–૯૩ વૈદ્ય અંબાશંકર બહેચર રહેવાશી વડોદરાના જોગ લી. વૈદ્ય પિતાંબર બહેચર જત- આજરોજ પંચના ઠરાવ પ્રમાણે આપણા વડીલોની સ્થાવર જંગમ મિલકત તથા લહેણું દેણું અને રોકડ રકમ વહેંચી લીધીછે. માટે આજ દીનથી તમારે અમારે બાપીકી મિલકતની વહેંચણ સંબંધી અભરામ કુલ ન દાવા છે એ લખ્યું ફરે તે પોતાની માત પીતાના ધર્મથી ફરે સહી.

( અત્ર મતુ ) ( અત્ર. સાખ )

## ३ હિસ્સો છોડયાની ફારગતી.

સ. ( ) મીતિ ) નાદીને અમુક ગામવાશી ( નામ ) નાતે ( ) જોગ લી° અમુકગામ વાશી ( ) નાતે જત ( ) આપણી વડિલોપાર્જિત સ્થાવર જંગમ મિલકતમાં મારો હિસ્સો આટલો છે તે હિસ્સો લેવાની અમારી ખુશી નહિ હોવાથી અમોએ તે મિલકત ઉપરથી અમારો હાથ

રહાવ્યો છે. કેમકે આજ દીન સુધી તમોએ ઘણી જાતનાં આપણા ઘરનાં ખરચો કાઢયાં છે, અને કાઢતા જાઓ છો. એ દરેક ખરચમાં ભાગ આપવા જોગ મારી શક્તિ નથી. માટે તમો કરતા આવ્યાછો તે પ્રમાણે સર્વ ખરચજો, અને આપણા બાપદાદાનું જે લહેણુ દેણુ હોય તે તમો લેજો આપજો. હવેથી અમારે તમારે એ બાબતના ભાગ લાગમાં કંઈ લેવું દેવું નહિ. આજથી અમારે તમારે બાપીકી મિલ્કતના હિસ્સા સંબંધી અમરામકુલ નદાવા છે એ બાબતમાં અમારા વંશ વારસો હક હિસ્સો માગે તો આ ફારગતીથી તે રદ છે. આ ફારગતી તમોને અમારી રાજી ખુશીથી ઈ૦ –

## ૪ પંત્યાળું વહેચ્યા ( તોડયા ) ની ફારગતી.

પંત્યાળા વેપારમાં બે કરતાં વધારે ભાગીદારો હોય છે. માટે દરેક ભાગિયાએ બાકીના ભાગીદારોને ફારગતી લખી આપવી જોઇએ. એમા પણ દસ્તાવેજોની પેઠે લખાવનારનાં નામ પહેલાં અને લખી આપનારનું નામ પછીથી લખવું તથા તેમની નાત વગેરે લખીને લખવું કે તમારો અમારો, પંત્યાળો વેપાર હતો, તેનો હિસાબ નામું ઠામું જોઇને કરતાં દરેકને ભાગે આ પ્રમાણે આવેલું છે ( તે+વિગત લખવી ) એણી વિગતે

---

+ અમુક મીતિ સુધીમાં અમારે ડિસ્ટ્રસ નફાના રૂ. આટલા, તથા મુંડીમાં નાખેલા રૂ. આટલા તથા હાલમાં દુકાન ખાતે જે માલ છે તેની કીમતના રૂ આટલાપૈકી અમારા ભાગમાં રૂ આટલાનો માલ તથા લહેણું રૂ આટલાનું મળી મજમલે રૂ. અમારા ભાગમાં આવ્યાછે તે અમે ભરીપુરી પામ્યાછીએ અને આજથી અમે છૂટા પડયાછીએ માટે હવે એ દુકાનમાં જે નફો તોટો આવે તે સાથે અમારે કાંઇ લાગે વલગે નહિ. આજ સુધીનું તમામ લહેણ દેણ હિસ્સા પ્રમાણે વેહેંચી લીધું છે.

અમારે હિસ્સે અમુક આનીના ભાગ પ્રમાણે લહેણુ દેણુ તથા નફા તથા માલ આવ્યો છે તે અમોએ તમારાથી લીધો છે. હવેથી તમારે અમારે આ પંત્યાળા વેપાર સંબંધી કાંઇ લેનું દેવું નથી. આજથી એ જાતના વેપારમાં તમારે અમારે અભરામકુલ નદાવા છે. ૯૦—

## ૫. છેડા છુટકાની ફારગતી ( તલાક નામું. )

જે નાતમાં નાતરે જવાના ચાલ હોય છે તે નાતમાં સ્ત્રીને છૂટી કર્યા બાબત લેખ કરી આપવામાં આવે છે. તેને તલાક નામુ કહે છે કેટલીક નાતમાં એ તલાક નામું નાતરે લઇ જનારને અને કેટલીકમાં સ્ત્રીને લખી આપવાનું હોય છે. જેકેમ

૧

સં. ( ) મીતિ ( ) ફલાણા ફલાણા રે. અમુક ગામના જોગ લી ફલાણા ફલાણા રે. ગામ અમુકના. જત અમારી પરણેત સ્ત્રી નામે અમુક છે તેને અને અમારે બનતી પાંતિ આવી નહિ, અને તમોએ એની સાથે નાતરૂં કર્યું છે માટે તમારી પાસેથી અમોએ નાત રીત પ્રમાણે પંચની વિદમાન રૂ. અંકે આટલા લઇને છેડો છુટકો આપ્યો છે. હવેથી એ બાઇડી સાથે અમારો ધણીપણા વગેરે કોઇ પણ પ્રકારનો હક રહયો નથી આ ફારગતી અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી લખી આપી છે. તે અમારે કબુલ મંજૂર છે.

| | | | |
|---|---|---|---|
| અત્ર | મતુ | અત્ર | સાખ |

---

માહજરનામુનાં રૂબરૂના તલાક નામામાં સ્ત્રી પુરૂષના કરાર એકજ લેખમાં થાયછે પ્રથમ પુરૂસ લખીઆપે અને બાકી રહેલી લીટીએ સ્ત્રી પાસે લખાવીને તેમનું બન્ને જણાનું મતુ કરાવેછે.

૨

સં. (   ) મીતિ. (   ) અમુક ગામની રહેનાર બાઈ ( નામ તે ફલાણાની દીકરી. જોગ લી. અમુક ગામ વાશી ફલાણા ફલાણા. જત તમો અમારાં ધણિયાણી થાઓછો. પરંતુ આપણી વચ્ચે લાંબી મુદતથી અણબનાવ ચાલુ રહેવાને લીધે સંસારનો સંબંધ સારી રીતે ચાલતો નહોતો તેથી આપણે માંહો માંહે સમજુત કરી આપણી વચ્ચેનો લગ્ન સંબંધ આજથી તોડયો છે હવે તમે બીજો ધણી કરો અગર ન કરો, તેજ પ્રમાણે અમો પણ ગમે ત્યાં ફરીથી લગન કરીએ અથવા નાતરું કરીએ. તેમાં એક બીજાને હરકત કરવી નહિ. આપણાં લગ્ન સબંધે તમો અમોને જે આપ લે થઇ હોય તે સરવે ઉપરથી આપણે હાથ ઉઠાવી આ છુટા છેડાની ફારગતી કરી છે તે કબુલ મંજુર છે મ૦--

અત્ર મતુ અત્ર સાખ

લખી આપનારના સહી. ( સાક્ષી. )

## ભાગ ૨૯ વિમા વિષે.

આધુનિક સમયમાં ત્રણ પ્રકારના વિમા થાયછે. ( ૧ ) માલનો ( ૨ ) જીંદગીનો ( ૩ ) ઇમારતનો. આગબોટ અને વહાણ મારફતે માલચઢાવતા, આગગાડી મારફતે રવાના કરતાં, અને પોષ્ટ મારફતે કીમતી ચીજો મોકલાવતાં માલનો વિમો ઉતરાવવો પડેછે. ઉતારનાર મોટીમોટી મંડળીઓ હોયછે. તેમના તરફથી વિમો ઉતરાવનારને કેવી જાતનો દસ્તાવેજ આપવો તેનો ખરડો મુકરર કરેલો હોયછે.

માલનો વિમા ઉતારવાનો લેખ વેપારીને લગતા પત્રોમાં આપેલોછે

પોષ્ટ ખાતાનો વિમો ઉતારવાનો પત્ર દરેક પોષ્ટમાં મળેછે માટે તે મગાવી જોવાથી સમજાશે.

ઇમારત સંબંધી વિમાનો ખુલાસો જોઈએ તેવો વખતસર મળી આવ્યો નહી માટે આપી શક્યો નથી.

જીદગીના વિમા અનેક તરેહના ઉતરેછે તેમાં મુખ્યવાત એટલી છે કે મુદતબંધી વિમો અને હયાતિ પછીનો વિમો. મુદતબંધીમાં બેપ્રકાર છે હયાતિમાં અમુક મુદતે નાણું લેવાનો વિમો અને અમુક મુદતસુધી માત્ર નાણું ભરવાનો વિમો. વળી તેમાં વિમા કંપનીનેવ્યાજનો નફોથાય તેની કસરથી રકમ લેવી હોય તેવો પ્રકાર અને તેમ ન કરવું હોય એવો પ્રકાર હોયછે. એવિષે જે તે કંપની નાં સુચક ચોપાન્યાં જોવાથી સમજાશે. વિમો ઉતરાવનારે પ્રથમ પોતાની સહીનું તથા લખેલી હકીકતની ખાત્રીને માટે પોતાના મિત્રની સહીનું વિનંતી પત્ર ભરીને વિમો ઉતારનાર કંપની પર બીડવું પડે છે. અને તે ઉપરાંત પોતાની તપાસનું હકીકત પત્રક ભરીને વિમા કંપનીપર ડાકતર પરભાર્યું મોકલે છે તે ઉપરથી છેવટનો નિર્ણય થાય છે અને વિમો કબુલ થયા પછી નીચે પ્રમાણે લેખ લખાય છે.

## વિમાનો લેખ.

ફલાણા ફલાણા, હાલ રહેવાશી ગામ અમુક, ધંધો અમુક. એમનો વિમો ઉતારવામાં આવે છે. તેમણે અમુક કંપની સાથે પોતાની જીંદગી ઉપર રૂ. આટલાનો વિમો ઉતારવાને દસ્તાવેજ મીતિ અમુકનો પોતાની સહી કરી મોકલ્યો છે તે ઉપરથી એવું જણાય છે કે સદરહું વિમો ઉતરાવનારની આવતી જન્મ ગાંઠે આટલાં વર્ષ ઉપરાંત થશે નહિ, અને તેમાં પહેલાંની તથા હાલની તનદુરસ્તીની હાલત, તથા જીંદગી સંબંધી હેવાલ

દર્શાવ્યો છે એ દસ્તાવેજ, તથા તેને લગતો અમારી કંપનીએ પસંદ કરેલા વૈદ્યની આગળ કરેલો પોતાના સહી સાથેનો લેખ આ કંપની અને તેમની વચ્ચેના કરાર છે.

સદરહુ વિમો ઉતરાવનારે સદર કંપનીની અમુક ઠેકાણાની દુકાનમાં રૂ આટલા તા.—માહે—સન—ના રોજથી તા.—માહે—સન સુધીના હપ્તામાં ભરેલા છે. માટે આ દસ્તાવેજથી એવું સાબીત થાય છે કે એ વિમો ઉતરાવનાર તા—માહે—સન—ને રોજ ( એટલે હપ્તાની મુદતની તારીખે ) અથવા તે પહેલાં ગુજરી જાય તો, અથવા એ પછી જીવતો રહે અને તે અથવા તેના વાલી વારસો તા—માહે—સને મચકૂર અને પછીના દરેક વરસમાં વિમો ઉતરાવનાર જીવતો રહે ત્યાં સુધી કંપનીની અમુક ઠેકાણાની દુકાને અમુક માસે માસે હપ્તાના રૂ આટલા ભર્યાં કરે. તો વિમો ઉતરાવનારના મૃત્યુની ખાતરી થયેથી વિમાનાં નાણાં વિમો ઉતરાવનારના વાલી વારસો કે વ્યવસ્થાપકોને આપવાની તજવીજ થશે પણ વિમો ઉતરાવનાર જેમ જેમ હપ્તો થાય તેમ તેમ આપવાને અથવા માફીના દહાડાની અંદર ભરવાને ચૂકશે તો માત્ર તેણે જેટલા રૂ. ભર્યા હશે તેના પ્રમાણમાં નાણું આપવામાં આવશે. વળી પહેલા વરસનો હપ્તો ભર્યાપછી વિમો ઉતરાવનારની મરજી વિમો બંધ કરવાની હશે તે અને ભરેલી રકમની આપેલી પાવતી રજુ કરશે તો એ રકમના સેંકડે પાંત્રીસ ટકા પાછા આપવામાં આવશે. અત્રે એવી રીતે પૈસા આપ્યા એટલે કંપની ઉતરાવેલા વિમામાંની દાખલ થયેલી રકમને માટે સઘળા દાવાથી મુક્ત થશે. વળી વિમાની રકમ આપવામાં એવી ચોખ્ખી સરત છે કે આમાં આગળ કહેલું કોઈ લખાણ કે કબૂલતમાં જણાવેલી વાત ખોટી

હોય, અથવા આ ઉપરથી વિમો ઉતરાવેલો તે કોઇ પણ પ્રકારે ખોટી હકીકત બનાવીને, છુપાવીને કે કોઈ પણ જાતનું જુઠાણું વાપરીને કરી હોય. અથવા આ લેખમાં લખેલી તારીખથી એક વરસની અંદર વિમો ઉતરાવનાર આપઘાત કરે તો આ દસ્તાવેજ રદ થશે. અને તેના સંબંધમાં ભરેલાં નાણાં અમારી કંપનીને નામે જમાં કરી લેવામાં આવશે પણ આપઘાતના સંબંધમાં આ દસ્તાવેજ જો બીજાના લાભમાં સહી સાથે કરી આપ્યો હશે તો તેમાં સહી થયા તારીખથી તેના લાભ પુરતી રકમ રદ બાતલ ગણાશે નહિ. આ વિમો દરેક વખતે અને દરેક બાબતમાં કંપનીના અમુક સાલના અમુક માસમાં થયેલા ઠરાવમાં બતાવેલા ધારા પ્રમાણે અને સરતોને આધારે રહેશે---આ અમુક દસ્તાવેજમાં કંપનીનો શિક્કો તારીખ ફલાણીને રોજ કરી આપવામાં આવ્યો છે.

( તપાસનારની સહી ) ( ડીરેકટરની સહી )

( દાખલ કરનારની સહી ) ( મેનેજરની સહી. )

( ઇત્યાદિ વધારે સમજુતી માટે તેનો અસલ લેખ જુઓ. )

# ભાગ ૩૭ મો. કરાર અને ઠરાવ વિષે.

કબુલત આપવી અથવા વચનથી બંધાવું તેને **કરાર** કહેછે. અને કરકોઇ વાતમાં પડેલા વાંધાનો નિશ્ચય કે નિર્ણય કરવો તેને **ઠરાવ** કહેછે. કરારને લગતી કેટલીક બાબતો વેપારીના પત્રોમાં સૂચવેલીછે. એ સિવાય અન્ન વસ્ત્ર આપવાનો, સ્થાવર મિલકતનો ભોગવટો કરવાનો, મુકરર કરેલું કામ આપેલી વ્યવસ્થા પ્રમાણે નિયમિત મુદતમાં કરવાનો, અને એવા બીજી પ્રકારના પણ કરાર થઈ શકેછે. અને તેમાં ઉભય પક્ષની કબુલાત પ્રમાણે બાબત લખાયછે.

## અજાવસ્ત્ર આપવાનો કરાર.

સ. ( ) માસ્તિ ( ) દીને *સૌ. ફલાણી. જોગલી० ૧ ફલાણા ફલાણા. જત તમે અમારાં ૨ ધણિયાણી છો. પરતુ આપણી વચ્ચે બનતી ૩ રાસ નહિ આવ્યાથી તમે અમારાથી જુદાં રહોછો. માટે તમાગ ખરચને માટે તમારી હયાતિ સુધી અમો તમને દરસાલ ૪ રૂ. આટલા આપીશું. તેમાથી તમારે પોતાનું ગુજરાન નભાવવુ એ રૂ. વરસોવરસ અમુક તિથિએ આપીએ. તેમાં હરકત કરીએ નહિ. આ કરાર અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોંશિયારીથી તથા સાફ દીલથી લખી આપ્યો છે તે અમારે તથા વશ વારસોને કબુલછે. ઇ०

અત્ર મતુ અત્ર સાખ

---

* સ્રી પુરૂષનો સબધ હોય તો જેવો સબંધ હોય તેવું લખવુ જો લખી આપનાર સ્રીનો સ્વામી ન હોય અને દત્તક હોય તો એવુ લખે કે તમારા ધણી અમુકને પત્ર સતાન ન હોવાથી તેઓએ મને કરી આપેલા દસ્તાવેજ (?)ના આધારે તેમની માલ મિલ્કત અમારા સ્વાધીનમા છે અને તેજ વીલમ જણાવ્યું છે કે તમારે મારી સાથે રહેવું અને અમારે તમારો સર્વ પ્રકારનો ખરચ પુરો કરવો. પરંતુ અમારી ભેગાં રહેવાની તમારી ઇચ્છા નથી માટે તમારી હયાતિ સુધી તમારા ખાધાખરચ વગેરે બાબતના રૂ. આટલા દરસાલ અમારે આપવા. ઇ० લખનાર તરીકે પુત્રજ હોય તો લખે કે-તમો અમારી ગંગારૂપ માતુશ્રીછો. ઘરમાં કજીયો થવા ન પામે માટે જુદા રહોછો તો અમે તમને દર સાલ રૂ. પ્રમાણે ખરચ આપીશું. ઇ०—

૨ જો નાતરાનો રિવાજ હોય તો પરણેત કે નાતરાની તેની સ્પષ્ટતા કરવી—૩—બનતી પ્રીતિના આવ્યાથી કે મીનોક્ષ (?) ચાલવાથી—૪ બનતાસુધી સારા માણસોને ત્યાં આવા કરાર થતાજ નથી. એ બાબતમાં નાતમાં ઠરાવ હોય

## ઉધડું કામ કરવા આપ્યાનો કરાર [ કંત્રાકટ )

દસ્તાવેજ લખવાની પેઠે મીતિ વગેરે લખી લખવું કે–તમારૂં અમુક કામ અમુક રીતે આપવાનો કરાર કરેલો છે તે પ્રમાણે તૈયાર કરી આપીએ. અને તે પુરૂં થયે મહેનત તથા માલ ખરચના રૂા. આટલા લઈએ. આ કામ અમુક તિથિએ તૈયાર કરીને સોંપીએ સહી. જો તે અવધમાં ન આપીએ તો અમે તેની નુંકસાની તમોને ભરી આપીએ અથવા બાંધેલી મુદત ઉપરાંત જે દિવસ વધારે થાય તે દિવસનું દરરોજના આટલા રૂા. લેખે નુકસાન ભરી આપીએ. એ કામને અંગે અમુક અમુક સામાન જોઇશે તે અમે પોતાને ખરચે લાવીશું. વળી તેના બાના પેટે રૂા. આટલા લીધા છે કે આપ્યા છે તે કામ પુરૂ થયેથી હિસાબમાં સમજીશું. ઈ. લખીને કત્રાકટ રાખનારનું મતુ વગેરે કરાવી લેવું.

## પંત્યાળાનો લેખ.

સહિયારા વેપાર સંબંધે કરેલા દસ્તાવેજને પંત્યાળાનો લેખ કહે છે તેમાં દરેક ભાગીદારની રકમ તથા તેમને માથે નાખેલા કામની વિગત અને દુકાનના વહિવટને લગતા કરાર લખાયછે.

### નમુનો.

મીતિ પછી તમામ ભાગીદારોનાં નામ જાત ધંધો તથા ગામ

---

છે તે પ્રમાણે અપાય છે. તેમ છતાં વાંધો હોય તો આ ખરચના રૂા. ઉપરાંત પલ્લાની રકમનો ભોગવટો બાઇ કરે કે નહીં. તે કોને ત્યાં છે અથવા તેમાંથી કેટલી બાબના કાગીના કેટલી રકમના છે. તેને નવા કરવી હોય તો એ ખરચ શેમાંથી કરે એ વગેરે બાબતના ખુલાસા પણ લખાય છે. વળી હરકત પંડ ફરિયાદી કરવી પડે તો તેના ખરચ સાથે નાખું લેવાનું લખાય છે.

લખવાં. જેમ આપણે આટલા જણ મળીને કરાર કરીએ છીએ કે અમુક જગાએ અમુક વેપાર કરવાને દુકાન ઉઘાડી છે. તે દુકાનને અંગે નાણાની જે રકમ જોઇએ તે આપણે સરખે હિસ્સે આપીએ. અને તેમાં સાલ આખરે નફો થાય તે સરખે ભાગે અથવા રકમના પ્રમાણમાં વહેંચી લઇએ. એ દુકાન ખાતે કાગળ પત્રનો વહેવાર અમુકના નામથી કરવો. દુકાનના હિસાબ હરકોઇ ભાગીદારની મરજીમાં આવે ત્યારે તપાસવાની છુટ છે. નવીન વેપાર કરવો હોય ત્યારે ભાગીદારોની સલાહથી કરવો. દુકાનમાં જે નફો થાય તેનો અમુક ભાગ ધર્માદા વાપરવો. આપણા ભાગીદારો પૈકી કોઇએ દુકાનને હાની પહોચે એવું કરવું નહિ. એ બદલના સાક્ષી ભુત અમુક દેવ છે એનો હિસાબ રાખવાનું કામ અમુકે કરવું, અને અમુકે એ કામ તપાસવું. દર ત્રણ ત્રણ મહિને કાચું સરવાયું કાઢવું. બનતા સુધી રોકડેથી વેપાર કરવો. દુકાનનું ભાડું, ગુમાસ્તી ખરચ તથા બીજું પરચુરણ ખરચ દુકાનના વટાવ ખાતામાંથી કરવો. દરરોજની શિલક તથા હિસાબી ચોપડા અમુકને ઘેર મૂકવા. દુકાનની કુંચી અમુક ઠેકાણે રાખવી. બે વરસ કે અમુક મુદત સુધી દુકાન ચલાવતાં નફો માલમ પડે તો તેના અંગે બીજી જાતના વેપાર વધારવા. અને તોટો જણાય તો દુકાન બંધ કરી, જેનાં તેનાં ખાતાં સરભર કરવાં. હિસાબ પતવતાં દુકાન ખાતે જે માલ હોય તેનો વકરો કરી નાખવો, અથવા ઉઘરાણી કરવી; અને જે ઉપજે તે લહેણદારોને આપવું. તે આપતાં લહેણદારની રકમ દેવી રહે તો દુકાનના ભંડોળમાંથી હિસ્સા પ્રમાણે આપવું, અને તેમ કરતાં પણ કરજ રહે તો દરેક ભાગીદારે પોતાના ભાગ પ્રમાણે ધરધરાઉ એ કરજનો હિસ્સો આપવો. અને તેને માટે દરેક ભાગીદારની સર્વ પ્રકારની માલ મિલકત જોખમ

દારછે. જે ભાગીદારને દુકાનમાંથી પોતાનો હિસ્સો ઉઠાવી લેવાની મરજી હોય તેણે એક માસ આગળથી ખબર આપવી એટલે દુકાનનો હિસાબ તપાસી તે ભાગીદારનું ખાતુ ચૂકવી આપવામાં આવશે. અથવા બાંધેલી મુદતમાં કોઇ ભાગીદાર પોતાનો ભાગ ઉઠાવશે તો તેને આપેલી રકમના સેંકડે આટલા ટકા પાછા આપવામાં આવશે. કોઇપણ ભાગીદારે દુકાનને અંગે ખાનગી વેપાર કરવો નહિ. કદાપિ કરશે અને તેમાં નફો હશે તો દરેક ભાગીદારને હિસ્સા પ્રમાણે આપવો પડશે. દુકાનની મુડીમાંથી કોઇપણ રકમ ખાનગી કામને માટે વાપરવાનો કોઇને હક નથી. દુકાનના નાણાંનો ગેર ઉપયોગ કે માલ ઉચાપત કરનાર ભાગીદાર ઉપર ફરિયાદ કરવી પડે તો તેના ખરચ સાથેનો જવાબ કસુરદાર ભાગીદારે આપવો. આ સિવાય વિશેષ ઠરાવ કરવાની જરૂર જણાય તો સર્વાનુમતે અલાયદો કરવો. ઇશ્વર ઇચ્છાથી કોઇ ભાગીદારનું મરણ થાય અને તેના વારસદારો ઉપરની સરતો પ્રમાણે ચાલવાને કબૂલ થતા હોય તો તેને ભાગીદારમાં દાખલ કરવા. પરંતુ એવી રીતે રહેવાને મરનારના વારસની મરજી ન હોયતો હિસાબ પ્રમાણે મરનારનું ખાતું સરભર કરી આપી ફારગતી લેવી. અને એવા કામનો નીકાલ અમુક મુદતમાં લાવવો.

એ પ્રમાણે આપણે સરવે ભાગીદારોએ ચાલવું. આ દસ્તાવેજ આપણી રાજી ખુશીથી ઇ૦ લખી દરેક ભાગીદારનું મતુ કરાવીને સાક્ષી કરાવવી.

## પંચનો ઠરાવ.

અમે નીચે સહી કરનાર પંચ અમુક સખ્સની અમુક પ્રકારની તકરાર હતી તે બંને પક્ષકારો પાસેથી લખાવી લઇને અથવા મુખ જુબા-

નીથી સાંભળીને એવો ઠરાવ કરીએ છીએ. કે અમુક સખ્સે અમુક રીતે અને અમુક સખ્સે અમુક પ્રકારે વર્તવું. મીતિ (અમુક)

(પંચાતિયોની સહી.)

**ભાગ ૩૨ મો.** સનંદ અને વહિવટના લેખ વિષે.

રાજ સેવા ઉઠાવ્યાના બદલામાં ગામ વગેરેનો જે લાભ પ્રાપ્ત થાય છે તેનો ભોગવટો કરવાને મળેલા લેખને સનંદ કહેછે. જેમકે—

## ઈનામી ગામ મળ્યાની સનંદ.

૨ જેશ્રી ભક્તિદાસ તથા હરીદાસ બીન લક્ષ્મીદાસ, ગુજરાતી શાહુકાર, રહેવાશી વડોદરા પ્રગણે મજકૂર પ્રાંત ગુજરાત. લી. સ્નેહાંકિત માધવરાવ નારાયણ પ્રધાનના આશીર્વાદ. જત પુરંદર મુકામે આવીને ઇનામી ગામ મળવા તમે અરજ કરી. તે વાત ધ્યાનપર લેતાં માલુમ પડ્યું કે તમે સરકાર સેવા એક નિષ્ઠાથી કરોછો, અને કુટુંબવત્સલ છો. તમને ઉત્તેજન આપવાની વધારે આવશ્યકતા છે માટે તમારા ઉપર સરકાર કૃપા કરીને તમારા કુટુંબના નિર્વાહ માટે મોજે કજાપુર પ્રગણે ડભોઈ પ્રાંત મજકૂરનું ગામ ચાલુ સાલથી દરોબસ્ત, કુલ કાનુ હાલના પટાથી તથા પેસ્તર પટાથી, જલ, તરૂ, તૃણ, કાષ્ઠ, પાષાણ નીધિ નિક્ષેપ સહિત હકદાર ઇનામદાર બનાવી નવીન ઇનામી કરાર કરીને આપેલું છે. તો મોજે મજકૂરનો સદરહુંમાં લખ્યા પ્રમાણે તમે પોતે કબજે લઇને તમે તથા તમારા પુત્ર પૌત્રાદિ વંશપરંપરા સુખરૂપ ભોગવટો કરજો. મીતિ— (સરકારમાં દાખલો રાખ્યાનું નિયમ પ્રમાણે નિશાન) ૫૦ (શિક્કો અથવા મહોર)

## વહિવટનો લેખ —

કામકાજ કરવાને ત્રસ્ટીઓ અને મુખ્ત્યાર નીમવાનો સમાસ વહિવટના લેખમાં કરેલોછે.

## ત્રસ્ટીથી વહિવટ કરવા વિષે.

ત્રસ્ટીથી મિલ્કતનો વહિવટ કરવાનો હોય તો જેના તેના સંબંધમાં યોગ્ય કરાર કરીને વહિવટ કરવાનો અધિકાર ત્રસ્ટીઓને આપવામા આવેછે. તેમા પ્રથમ ભાતિ ઠરાવેલા ત્રસ્ટીઓનું અને ત્રસ્ટી ઠરાવનારનુ-નામ લખવું. પછી ત્રસ્ટી નીમવાનું કારણ જણાવવુ કે અમુક કામની વ્યવસ્થા રાખવાનું કામ સંભાળવાને કરેલા વિનતી તમોએ અંગિકાર કરીછે માટે હું આ દસ્તાવેજથી તમો જણ આટલાને ત્રસ્ટી એટલે વહિવટ કરનાર ઠરાવીને ઉપર લખ્યું કામ સંભાળવાને સોંપુછું. પછી જેવા કરાર હોય તેવી વિગત લખવી.

## કુલ મુખ્ત્યાર પત્ર.

(આ મુખ્ત્યાર પત્ર માજસ્ત્રેટની રૂબરૂ આપવું જોઇએ) હું (મુખ્ત્યા પત્ર આપનારનું નામ) જાતે અમુક, ધંધો અમુક રહેનારશી ગામ અમુકનો- આ લેખ ઉપરથી ફલાણા ફલાણા જાતે અમુક, ધંધો અમુક રહેનારશી અમુક ગામનાને મારે બદલે તથા મારા નામથી કે મારી તરફથી કોઇ પણ ફરિયાદીના, અપીલના, કે બીજાં કામોની અંદર હાજર રહેવા. તથા જવાબ આપવા. તથા સહીઓ કરવા, તથા કાગળ પત્રો આપવા લેવા, તથા કોઇ પણ નોંધણી કચેરીમાં મારા દસ્તાવેજને નોંધાવવા, તથા મેં કરી આપેલા દસ્તાવેજોના જબાબો દેવા, તથા કોઇપણ ઇન્સાફના કામમાં હાજર રહેવા સારૂ તથા એવાં સરવે કામમ

જે કાંઇ કરવાને મને છૂટ છે તેવાં સરવે કામો કરવા સારૂ મારા ખરા અને ભરોંસાદાર મુખ્ત્યાર પસંદ કર્યા છે તથા નિમ્યા છે. તારીખ. ( )

સહી લખી આપનારની ૧ સાક્ષીદારની સાખ

**મારી રૂબરૂ (માજીસ્ત્રેટની સહી. )**

## એક કામનું મુખ્ત્યાર પત્ર.

ઉપર પ્રમાણે મથાળું કર્યા પછી લખવું -કેઅમુક કામમાં મારે બદલે મારી તરફથી વખતો વખત હાજર રહેવાને તથા સહીઓ કરવાને તથા જવાબો આપવાને તથા વકીલો કરવાને તથા એ કામની અંદર જે પ્રમાણે હું હાજર હોઉં અને કામો કરી શકું તે પ્રમાણે કામો કરવા માટે મેં મારા ખરા વિશ્વાસુ મુખ્ત્યાર પસંદ કર્યા છે તથા નિમ્યા છે તા---

૧ લખી આપનારની સહી. ૧ સાક્ષીદારની સાખ.

## વકીલાત નામુ

હું ફલાણ ફલાણા રહેવાશી અમુક ગામનો કબુલ કરૂંછું કે કચેરી અમુકમાં મારા ઉપર અમુક સખ્સે ફરિયાદ કરી છે તેના જવાબ સ્વાલ કરવા સારૂ મારી તરફના મુખ્ત્યાર અમુક વકીલને ઠરાવ્યા છે. માટે એ વકીલ મારીવતી જે કરે તે મારે કબૂલ છે. તા—

૧ લખી આપનારની સહી. ૧ સાક્ષી.

હું વકીલ અમુક ઉપર લખ્યા પ્રમાણે કબૂલ કરૂંછું તા–મજકૂર---

વકીલની સહી. મારારૂબરૂ ( માજીસ્ત્રેટની સહી.)

# ભાગ ૩૨ મો.

## દાનપત્ર, બક્ષીસપત્ર, વારસનાંમું, અને વીલ.

દાનપત્રમાં બક્ષીસ કરવું તથા ધર્માદા આપવું તેનો સમાસ કર્યોછે.

બક્ષીસ પત્રમાં મોબદલાની વાત આવે છે દાનપત્રને ધર્મ પત્રિકા પણ કહેછે અને તેમાં કૃષ્ણાર્પણ કરવાનું હોય છે.

## બક્ષીસ પત્ર.

મીતિ. ( ) અમુક ગામના રહેનાર અમુક, જાત, ધંધા ( ) જોગ શી. અમુક ગામના રહેનાર અમુક જાત તમે અમારી ત્રણ પેઢીથી અમારૂં અમુક કામ કરતા આવ્યા છો, અને તેમાં ઘણું પ્રમાણિકપણું વાપરીને ખંત તથા કાળજી પૂર્વક અમારૂં હિત ઇચ્છો છો માટે તમારા એ કામના બદલામાં અમારી મિલ્કત પૈકી અમુક જમીન અથવા અમુક મિલ્કત તમને વંશ પરંપરા બક્ષીસ આપીયે છીએ. એ જમીનના ખુંટની વિગત---( ) એ રીતે હદ્દ વચ્ચેની જમીન તમને વંશ પરંપરા બક્ષીસ આપી છે માટે એ જમીનનો અમે જેવી રીતે વહિવટ કરતા હતા તેવી રીતે તમે તથા તમારા વંશ વારસો કરજો. એ જમીન ઉપર સરકારની જે લાગત છે તે, અને હવે પછી જે થાય તે તમારે ભરવી. એના માલિક આજ દીનથી તમો છો. માટે તમારી મરજીમાં આવે તેમ તેનો ભોગવટો કરો કરાવો આ બક્ષીસપત્ર અમે અમારી રાજીખુશીથી બીજા દસ્તાવેજની પેઠે લખી મતુ સાક્ષી કરાવવી.

## ધર્મ પત્રિકા ( દાનપત્ર )

એમાં પણ બીજા દસ્તાવેજની પેઠે દાન લેનારનું અને દાન આપનારનું અનુક્રમે નામ વગેરે લખીને લખવું કે---અમારી અમુક મિલ્કત અમુક ઠેકાણે છે તે તમોને કૃષ્ણાર્પણ આપી છે. એ મિલ્કતની ચતુર સિમાની વિગત--( ) એ રીતે મિલ્કત અમુક સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી

તમને દાનમાં આપી છે. એનો અસલ લેખ મીતિ અમુકનો હતો તે પણ તમને સોંપ્યો છે. તેમાં લખી હદ પ્રમાણે તમે તથા તમારા વંશ વારસો ભોગવટો કરો. એ મિલ્કત ઉપર હવેથી અમારો તથા અમારા વાલી વારસોનો કશો દરદાવો પહોચે નહિ. આ ધર્મ પત્રિકા અમે અમારી અક્કલ હોંશિયારીથી ઈ૦ દસ્તાવેજની પેઠે લખી મતુ સાક્ષી કરાવવાં.

## વારસ નામું. ( દત્તક પત્ર )

વીલ કરવામાં આવે તો વારસ નામું નોખું કરવાની જરૂર નથી૦ જો વારસનામુંજ લખવું હોય તો વારસ થનારની સાથે કેવા પ્રકારનું સગપણ છે તે તથા તેના બાપદાદાનું નામ જાત વગેરે જણાવવું. વીલમા તમામ મિલ્કતની વ્યવસ્થા કરવાનું તથા પોતાની મિલ્કત કેટલીક છે તેની સ્પષ્ટતા કરવામાં આવે છે અને વારસ નામામાં તેબધી વાત સોંધમ લખાયછે.

મીતિ ( ) અમુક ગામના રહેનાર અમુક તત્ પિતા અમુક નાતે અમુક, ધંધો અમુક, જોગ લી અમુકગામ વાશી અમુક નાત ધંધા વગેરે-જત હું મારી રાજી રજાવંદીથી કબુલ કરૂંછું કે મારે પેટે કંઇ સંતાન નથી અને તમે અમારા અમુક સંબંધી છો તેથી અમોએ તમોને અમારા વારસ કર્યા છે, કે દત્તક લીધાછે. અમારૂં ઘર અમુક ઠેકાણે છે જે મધ્યે અમે રહીએ છીએ ને, તથા અમારૂં ઘરાખું ગાંઠું, તથા લુગડાં લત્તાં, તથા દામ દાકરાં, તથા રાચ રચીલું, તથા દાણા દુણી. તથા પેટી પટારા. તથા લોઢું લાકડું. તથા લહેણ દેણ તથા ચિઠી પત્રી, તથા જેટલી મિલ્કત અમારી પોતાની તથા અમારા બાપદાદાની ( બાઇ લખનાર હોય તો ધણીની તથાસસરાની ) છે, તે બધી ાજથી તમોને સોંપીને અમારા વારસ કર્યા છે. તમારે અમોને જીવતા સુધી પાળવાં અને અમારે

દેહાંત થયેથી અમારી ઉત્તર ક્રિયાવગેરે કરીને અમને દેવલોક પહોંચા-ડવાં. એવા કરારથી અમોએ અમારી રાજી રજાવંદીથી તથા અક્કલ હોંશિયારીથી તથા બીન નિશાથી આવારસ નામું કે દત્તક પત્ર લખી આપ્યું છે તે પોતાન ધર્મથી પાળીએ. પછી મતુ સાક્ષી કરાવવાં.

## વીલ.

આ દેહ ક્ષણ ભંગુર છે. ઘડી પછી શું થશે તેની ખબર આપણને નથી. માટે સમજુ પુરૂષો પોતાની હયાતીમાં સંચય કરેલી માલ મિલ્કતનું અકંદર તારણ કરી પોતાની હયાતી પછી તેનો ભોગવટો, કોણ કેવી રીતે કરવો તેની લેખી વ્યવસ્થા અગાઉથી કરી રાખેછે. અને એવી રીતે કરેલા લેખને **વીલ, મૃત્યુપત્ર, વ્યવસ્થા પત્ર કે વ-સિયતનામુ** કહેછે. નિર્વંશ માણસોજ પોતાની મિલ્કતનું વીલ કરે એમ નહિ પણ માણસ પનોતો હોય અને પરિવાર બાલ્યાવસ્થામાં કે અજ્ઞાન હોય તો, નિર્વંશ હોય તો, અથવા પોતાનો પરિવાર હોય તેમને કોઇ રીતના વિરોધ થવા ન પામે તે સારૂ વીલ કરેછે.

## વીલનો નમુનો.

હું ફલાણા ફલાણા. નાતે - ઉમર—રહેવાશી—ગામ અમુકનો જત હાલમાં મારી તબિયત સારીછે, પણ આ દેહનાશવંત છે. વળી મારી વૃદ્ધાવસ્થાછે અને મરવુ જીવવુ એનો શ્રી હરીને હાથછે. પરંતુ ઘડપણને લીધે મારૂં શરીર સારૂં રહેતું નથી અને મારે પેટે કંઈ સંતાન નથી માટે મારી હયાતી પછી મારી મિલ્કત બાબત કોઈ જાતનો ટંટો બખેડો ન થાય એટલા માટે આગળથી હું મૃત્યુપત્ર કરી મૂકું છું તે મારી હયાતી પછી અમલમાં આવે સહી.

૧ મારી પાસે સ્થાવર જંગમ માલ મિલ્કત છે તેની વિગત—જે હોયતે ( લખવી )

એ રીતે મારી મિલ્કત છે તે મારી પોતાની પેદા કરેલી છે. હું જ્યાં સુધી હયાત છું ત્યા સુધી તેનો ભોગવટો મરજી મુજબ કરવાને હું માલિકછું. અને અમારા ગુજરી ગયા પછી એ મિલ્કતની માલિક અમારી સ્ત્રી નામે ફલાણી છે તે છે. એ બાઇ જીવે ત્યાં સુધી આ મિલ્કત ભોગવે. તેના ગુજર્યા પછી મારા અમુક સગા ( તે ફલાણા ફલાણાની દીકરીના દીકરા કે જેવા સંબંધ હોયતે લખવો) અમુક ગામમાં રહેછે તેઓએ મારી હયાતીમા મારી બરદાસ સારી રીતે કરેલી છે અને અમારી સ્ત્રી+ની પણ સારી રીતે કરશે માટે મારી અને મારી સ્ત્રીની હયાતી પછી મારી તમામ મિલ્કતના માલિક તેમને કરૂછું.

૨ મારૂં લહેણુ દેણું હોય તે લેવા દેવા મારા મરણ પછીના માલિક મારા અમુક સગાને (ઉપર લખ્યા તે) ઠરાવું છું. પોતાનો ભાગીઓ કોઇ હોય તો તેની સાથે હિસાબ અમુકસાલ સુધીના સમજીને અમુક માતિએ ફારગતી લીધીછે માટે તેઓનો મારી કોઇ પણ મિલ્કત ઉપર કશો હક રહ્યો નથી. વળી મારા અમુક અમુક સગા છે તેમને મારે કંઇક આપવું જોઇએ. પણ એ લોકોએ મારી જરાએ સભાળ લીધી નથી. તથા તેઓ પાસે પૈસાની આસ્થા છે. માટે તેમનો મારી મિલ્કતમાં કશો હક રાખતો નથી

+ જો મિલ્કત સ્ત્રીને આપવી ન હોય તો તેને અન્ન વસ્ત્ર આપવાનો ખુલાસો લખવો. કે અમારા અમુક સગાના ભેગી મારી સ્ત્રી રહે અને તેના અન્ન વસ્ત્રાદિ ખરચ તેઓ પુરો કરે. કદાપિ ભેગું રહેવાને ન બને તો તે જુદી રહે અને તેના ખરચ માટે દરસાલ આટલી રકમ આપે. પણ મારી કોઇ મિલ્કત ઉપર એ બાઇનો કશો હક વથી.

મારા મરણ પછી મારી ક્રિયાનો ખરચ નીચે પ્રમાણે કરવો. આ મારૂં છેલું વીલ છે. મેં એની પહેલાં એકે વીલ કરેલું નથી. જો મેં એવા પ્રકારનો કોઇ પણ દસ્તાવેજ કર્યો હોય તો તે આ વીલથી રદ કરૂં છું. આ વસીયત નામું મેં મારી રાજી રજાવંદીથી તથા અક્કલ હોંશિયાથી તથા બીન કેફ અને સારી તનદુરસ્તીથી કરેલું છે તે મારે કબુલ મંજુર છે. મીતિ–

૧ ( વીલ કરનાની સહી )  ૧ ( સાક્ષી. )

૨ ( વહેંચણ પત્ર રૂપે. )

લી. ફલાણા ફલાણા જાતે અમુક ઉમર વરસ આટલા ધંધા અમુક–રહેવાશી ગામ અમુકનો જત મારે આટલા છોકરા નામે ફલાણા ફલાણા- છે તથા છોકરી નામે ફલાણી છે અને મારી સ્ત્રી નામે અમુક હયાત છે કે મરી ગઇ છે. તેઓ બધાંની વચ્ચે તકરાર થવા પામે નહિ તે સારૂ હું પોતાની મિલ્કતનું છેલું વીલ આ પ્રમાણે કરૂં છું.

૧ મારી કુલ માલ મિલ્કત છે તેની વિગત નીચે પ્રમાણે.

( જેહોયતે લખવી– )

જ્યાં સુધી હું જીવતો રહુ ત્યાં સુધી તો એ સઘળી માલ મિલ્કતનો હું પોતે માલિક છું અને મારા મરણ પછી તેની વ્યવસ્થા નીચે પ્રમાણે રાખવાનો ઠરાવ કરૂં છું.

૧ મારા છોકરા અમુકને નીચે મુજબ આપવું.

૨ મારા છોકરા અમુકને નીચે મુજબ આપવું.

વિગત લખવી એ પ્રમાણે તમામ છોકરા છોકરીની વિગત લખવી. મેં પ્રથમના છોકરા આટલાઓના વટ વહેવાર તથા લગ્ન ખરચ

કાઢેલાં છે અને અમુકનાં કાઢેલાં નથી. માટે બીજાઓ કરતાં તેમને આ ટલી રકમ વધારે આપવાની ઠરાવું છું. એ રીતે મારી મિલ્કતની વ્યવસ્થા કરવી. ઉપર લખી માલ મિલ્કત સિવાય જે કોઇ માલ મિલ્કત મારી ચૂકથી રહી ગયેલી જણાય તો મારા દીકરાઓ એસરખે ભાગે વહેંચી લેવી. મારા મરણ પછી મારો દિવસ પાણી મારી આબરૂ પ્રમાણે સૌ છોકરાએ મળી કરવો. અને પેઢી ઉતાર ચાલુ આવેલા ખરચ હું જે પ્રમાણે કરતો હતો તે પ્રમાણે મારા દીકરાઓએ અકેક વરસ કરવો આ વીલ મેં મારી ગરજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી લખી આપ્યું છે તે અમારે કબૂલ છે. મીતિ—

૧ ( વીલ કરનારનું મતુ ) ૧ ( સાક્ષી.)

## ( ૩ વા સ પત્રના જેવું )

મીતિ - ( ) ના દાને હું ફલાણા ફલાણા નાત ધંધો વગેરે-જત હું મારૂં છેલું વીલ કરૂં છું. કેમકે મને ઘડપણ થયું છે. અને દેહનો કશો ભરોંસા નથી. મા મારી મરજી પ્રમાણે મારી માલ મિલ્કતની વ્યવસ્થા થવાની જરૂર સમજીને નીચે પ્રમાણે ઠરાવ કરૂં છું તે મારા મરણ પછી અમલમાં લાવવો.

૧ મારે પેટે કંઇ સંતાન નથી. તેમજ મારી સ્ત્રી પણ ગુજરી ગઇછે એટલે મારા અમુક ગામવાશી મિત્ર મારી ઘણી સંભાળ લેછે અને હું જીવીશ ત્યાં સુધી લેશે. માટે મારી જેજે માલ મિલ્કત તથા રોકડ પુંજી છે તે સરવે હું મારી હયાતી સુધી સ્વેચ્છા પ્રમાણે વાપરીશ અને મારા મરણ પછી જે મારી માલ મિલ્કત તથા રોકડ પુંજી તથા બીજી કોઇ પણ ચીજ અગર હક હિસ્સો જે મારો હોય અગર મારે નામે

ચાલતો હોય અગર મારા નામથી મારો હયાતી પછી મળે તે સરવે ઉપર લખ્યા મારા મિત્ર ફલાણાએ લેવો. અને મારી પેઠે તેનો ભોગવટો કરવો. એ રીતે મારી હયાતી પછી મારી તમામ માલ મિલ્કત વગેરે અમુક સખ્સે લઇને મારી ઉત્તર ક્રિયા કરી મને દેવ લોક પહોચાડવો, આ મૃત્યુપત્ર કરતા અગાઉ મેં બીજું વીલ કરેલું નથી. અને તે નીકળે તો રદ કરૂંછું. આ વીલ મેં મારી રાજી ખુશીથી ઇ૦ લખી મતુ તથા સાક્ષી કરાવવાં.

## ૪ ( અજ્ઞાન બાલકોના સંબંધમાં ).

લી. ફલાણા ફલાણા નાતે-ઉમર-ધંધો-રહેવાશી જત આ દેહ ક્ષણ ભંગુર છે અને મારે અમુક નામનો ચિરંજીવ છે તે નાની વયનો છે. માટે મારી મિલ્કતની યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર જાણીને હું નીચે પ્રમાણે ગોઠવણ કરૂંછું.

મારી માલ મિલ્કતનો આંકડો નીચે મુજબ છે.

( ઘર-દુકાન-ઘરાણું-સરસામાન-થાપણ-દુકાનોમાં માલ-અને ખેતર વગેરે ભોંય ભાડું- હોય તે લખવું. )

ઉપર લખ્યા પ્રમાણે મારી સર્વ પુંજી છે. તેની વ્યવસ્થા એવી કરૂં-છું કે- મારો અમુક સગો છે તેની મોટા મોટા કામમાં સલાહ લઇને મારો મુનીમ કામ ચલાવે. તથા પાંચ સારા ગૃહસ્થ શેઠિયા મારી નાતના નામે અમુક અમુક-ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે તેથી તેઓને પંચ ( ત્રસ્ટી ) ઠરાવુંછું. માટે તેમની સલાહ લઇને મારી દુકાન ખાતાનું તથા ઘરનું કામ મુનીમે કરવું. મારો દીકરો નામે અમુકજે તે હાલ આટલી ઉમરનો બાળક છે જો મને કજારજા થાય તો મારી

હયાતી બાદ દુકાનનો વહિવટ ચિરંજીવ અમુક લાયક ઉમરનો એટલે આટલા વરસનો થાય ત્યાં સુધી રીતસર ચલાવવો. દુકાને મુનીમ રહે અને તેના ગુમાસ્તી આપ્યાં જવી. જો મને ગજક દૈવક થાય તો મારી પાછળ નીચે મુજબ ખરચ કરવો. ( ધર્માદા-દેવસ્થાન-ખોડાં ઢોર, કબતરને જાર ગરીબોને દાન, બ્રાહ્મણને દાન,-નાતવરામાં-વરસનો ખરચ--નાતિલાઓ ને ઉત્તેજનમાં-સદાવર્તમાં- નિરાશ્રિત ફંડમાં-નિશાળના વિદ્યાર્થીને-ન વાણુ માટે-એન ભાણેજને. ) વળી મારી ઉપજમાંથી દરમાસ ખરચ કરવો તેની વિગત ( ઘરમાં ભોજન ખરચ માટે છોકરાની માને, મુનીમ ગુમાસ્તા વગેરેનો ખરચ- છોકરાને ભણાવવામાં ૪૦) મારી દરવરસની પેદાશ સુમારે આટલી છે તેમાંથી ઉપર લખ્યા પ્રમાણે ખરચ કરવો. એથી વધારે ખરચ ન કરવો. મારી પેઢીનો મુનીમ ફલાણો મારા ભરોસાનું માણસ છે માટે તેમના તથા મારી ધણીયાણીના કબજામાં ઉપર લખ્યા મિલ્કત રહેશે. અને મુનીમે દરવરસનો તમામ હિસાબ ચોખવટથી રાખ્યા ઠરાવેલા પંચને બતાવી તેમની સહીઓ લેવી અને મારો ચિ૦અમુક લાયક ઉમરનો થાય ત્યારે તેને તમામ મિલ્કત સોંપી દેવી. ૪૦ --

## ભાગ ૩૩ મો-

### મોં બદલાનો લેખ તથા વ્હેંચણુ પત્ર.

સ્થાવર મિલ્કતનો બદલો કરવાના લેખને મોં બદલાનો લેખ કહેછે. તેનો દાખલો ઉભયતાને રાખવાની જરૂરછે. તેની અંદર જે તે મિલ્કતની ચતુર સિમા તથા ભોગવટાના હકો વિગતથી લખવા જોઇએ.

**નમુનો.**

મીતિ ( ) એક પક્ષકારનું નામ, જાત વગેરે. જોગ લખે- બીજા પક્ષકારનુ નામ,જાત વગેરે. જત અમારી મિલ્કત અમુક અમુક

ઠેકાણે છે તે તેની ચતુર સિમાની હદ તથા ભોગવટાના તમામ પ્રકાર ના હક સહિત મોંબદલામાં આપોને અમોએ તમારા કબજા ભોગવટાની અમુક ઠેકાણાની અમુક મિલ્કત તેની અસલ ચતુર સિમા પ્રમાણે ભોગવટાના હકથી લીધીછે. માટે હવેથી અમારી ઉપર લખી મિલ્કત અમુક ઉપર અમારો હક પહોચે નહિ. અને તમારી મિલ્કત અમુક ઉપર તમારો હક પહોચે નહિ. અમોએ અમારી ઉપર લખી મિલ્કત અમુકનાં અસલ ખત પત્રો ભાંતિ અમુકનાં તમોને સોપ્યા છે, અને તમારી ઉપર લખી મિલ્કતના ખત પત્રો અમોએ લીધાં છે. માટે હવે તમો અમો પોત પોતાને કબજે લીધેલી મિલ્કતને માલકીના હકથી ભાડે, ગીરો કે વેચાણ આપવાને અથવા ત ઉપર નવી ઇમારત બાંધવાને મુખ્ત્યાર છીએ. તેમાં કોઇ પણ પ્રકારનો વાંધો કે તકરાર રહી નથી. આ મોંબદલાનો લેખ અમોએ અમારી રાજી ખુશીથી ૪.લખીને મતુ તથા સાક્ષી કરાવવી. જો ખેતરનો મોંબદલો હોય તો તેનું નામ સરવઇ નંબર તેમાંના ઝાડ કૂવા વગેરેની હકીકત લખવી.

## વહેંચણ પત્ર.

. વડીલો પાર્જિત મિલ્કતની વહેંચણ બાબત કરેલા એકરાર લેખને વહેંચણ પત્ર કહેછે. તેમાં દરેક ભાન્ડું ને ભાગ આવેલી મિલ્કત તથા અગત્યની બાબતો વિગતવાર લખવી પડેછે જેમકે -

ભાંતિ ( )ના દીને આપણે ફલાણાફલાણા તથા ફલાણા વગેરે ( જેટલા ભાન્ડું હિસ્સેદાર તરીકે હોય તેમનાં નામ તથા ધંધો જાત અને ગામ લખવાં ) જત આપણા વડીલોની મેળવેલી મિલ્કત આપણા વડીલરૂપ ગુજરી ગયા પછીથી આજસુધી વહેંચણ થયા વગરની

સરવે ભાઇઓના એકત્રપણામાં જે ચાલતી આવીછે. તેની વહેંચણુ આજની મીતિએ આપણે સરવે જણે મળીને કરીએ છીએ. તેની વિગત—

૧ આપણા મોટાભાઇ અમુકને ભાગે અમુક અમુક મિલ્કત આવીછે.

૨ આપણા ફલાણા ભાઇને ભાગે અમુક અમુક મિલ્કત આવીછે એજ પ્રમાણે તમામ હિસ્સેદારને માટે લખવું. પછી—એપ્રમાણે આપણા બાપદાદાની સ્થાવર જંગમ મિલ્કત રોકડ તથા લહેણું મળધી મજમલ્લે રૂ આટલાની મિલ્કત આપણે સાથે રહીને વહેંચી લીધીછે તેસરવેને કબુલછે. દરેક હિસ્સેદારને હિસ્સામાં આવેલી મિલ્કત ઉપર સરકારી વેરા વગેરેનો જે ખરચ છે તે અથવા હવે પછી થાય તે જે તે ભાગીદારે ભોગવવો. ઉપર લખી મિલ્કત ઉપરાંત ભૂલ ચુકથી રહેલી બાકી મિલ્કત માલમ પડે તો આપણે અગર આપણા વારસોએ સરખે હિસ્સે વહેંચી લેવી. આપણા વડીલ આપણા માટે કઇ કરજ મૂકી ગયા નથી તોપણ જો કોઇનું વાજબી કરજ નીકળે તો તે આપણે બધાએ મળીને સરખે ભાગે આપવું. એ રીતે આપણે બધાએ ચાલવું. અને જે ન ચાલે તેના ઉપર કાયદેસર ઇલાજ લેવો પડે તો જે ભાઈની કસૂરથી ફરિયાદ કરવી પડે તે ભાઇ તેનો તમામ ખરચ ભરી આપે સહી. ઇ. લખીને લખવું કે આ વાંટણીનો દસ્તાવેજ આપણે આપણી રાજી ખુશીથી વગેરે લખીને મતુ તથા સાક્ષી કરાવવાં. મતુમાં ભાગીદાર હોય તેટલાની સહીઓ લેવી. અને તે ઉપરથી દરેકે નકલ કરી લેવી જોઇએ-

## ભાગ ૩૪ મો. દાખલા પત્ર તથા વિવાહ પત્રિકા.

### [ નોકરીનું ]

દાખલો આપવામાં આવેછે કે ફલાણા ફલાણા નાતેઅમુક રહેવાશી ગામ અમુકના. એમણે મારા હાથ નીચે આટલાં વર્ષ સુધી-એક નિષ્ટાથી ચાકરી કરી મને સંતોષ આપ્યો છે. તે કામકાજમાં અનુભવી, ચંચળ, સમયાનુસારી, પ્રમાણિક અને મહેનતુ છે તેથી આશા કે તે પોતાના ઉપરીને સારૂ કામ કરીને સંતોષ આપશેજ. મીતિ

( શેઠની સહી )

### ૨ ( અભ્યાસનું )

દાખલો આપવામાં આવેછે કે વિદ્યાર્થી અમુક નાતે અમુક રહેવાશી અમુક ગામનો. તેમણે અમારી નિશાળમાં ધોરણ અમુક સુધી અભ્યાસ કર્યો છે. તે બુદ્ધિમાન, ચકોર અને મહેનતુ છે. માટે આગળ ઉપર તે સારો માણસ નીવડશે એવી આશા છે. મીતિ.

( શિક્ષકની સહી )

### ૩ [ પુસ્તક વિષે ]

દાખલો આપવામાં આવે છેકે વડોદરા ગુ. શાળા નં. ૬ ના મહેતાજી છગનલાલ લલ્લુભાઇ શાહનું બનાવેલું દેશીનામું હું ઘણે ભાગે વાંચી ગયો છું. તેની બનાવટ અને આપેલી માહિતી વેપારીનો ધંધો કરનારને ઉપયોગી છે. આજસુધીનાં પ્રગટ થએલાં દેશીનામાં સાથે સરખાવતાં એમનું પુસ્તક સર્વોત્તમછે. વળી તેત્રીસ ફરમાનું આઠ પેજી પુસ્તક હોવા છતાં કીમતમાં ઘણુંજ સસ્તુ છે. માટે પ્રજા તથા સરકાર તરફથી એવા ગ્રંથોને વધારે આશ્રય મળેલો જોવ ને હું ઉમેદવાર છું.

( તપાસનારની સહી )

## વિવાહ પત્રિકા.

કેટલીક નાતોમાં વર કન્યાનું સગપણ કરતા અગાઉ પલ્લું તથા ગજવા ખરચ આપવાનો કરાર થાય છે.તે લેખને વિવાહ પત્રિકા કહેછે એમાં નાત રીત પ્રમાણે કરાર લખાયછે. જેમકે—

સં. (     ) મીતિ. ફલાણા ફલાણા નાતે અમુક રહેવાશી ગામ અમુકના જોગ લી. ફલાણા ફલાણા નાતે અમુક રહેવાશી ગામ અમુકના જત અમારી દીકરી નામે ફલાણી વેરે તમારા દીકરા ફલાણાનું સગપણ કર્યું છે તે સહી સાબેત છે. તેના પલ્લા વગેરેની વિગત— અંકે આટલા વસન તથા પલ્લાના રૂ.અને અંકે આટલા લુગડાના. એણી વિગતે ઘરાણું તથા લુગડાં વગેરે પહેરવા ઓઢવા બાબત આપણી નાત રીત મુજબ તમારે કરવાં. પહેરામણી મધ્યે અમે તમને કંકુને કન્યા આપીએ. પલ્લાનો અવેજ તમારી અમારી નજરમાં આવે ત્યાં મૂકીએ, અને તેની ચિઠી નાત રીત પ્રમાણે અમારે ઘેર રાખીએ. એ લખ્યું તે સહી.

અત્ર          મતુ          અત્ર          સાખ

૧ કન્યાના બાપનુ મતુ          ૧ સાક્ષીદારની સહી.

### ભાગ. ૩૫ મો. પરચુરણ દસ્તાવેજ.

### પંચાત નામું

+ મીતિ (     )ના દીને અમે નીચે સહીઓ કરનાર વાદી ફલાણા

× કેટલાક મીતિ છેડે નાખેછે. કેટલાક પંચાતિયોનાં નામ પ્રથમ લખીને જોગ લી. માં પંચાતી નીમનારનું નામ લખેછે. વળી કેટલાક લખેછેકે હું ફલાણા ફલાણા વાદી કે પ્રતિવાદી મેં મારી તરફથી અમુકને પંચાતી નીમ્યા છે વ૦ કોઈ કોઇ ઠેકાણે પંચાતી નીમનારનું. નામ અને તેની સામે તેના તરફના પંચાતીઓનાં નામ પણ લખાયછે.

ફલાણા તથા પ્રતિવાદી ફલાણા ફલાણા લખી આપીએ છીએ કે અમારી અમુક બાબતની તકરારનો નીકાલ કરવાને બાજુ પર જણાવેલા અથવા નીચેના સખ્સોને પંચાતી નીમ્યા છે, અને તેમાં સરપંચ તરીકે અમુકને રાખ્યાછે. માટે અમારી બાબતમાં તજવીજ કરીને દીન આટલાની અંદર એ પંચ જે કંઇ ચુકાદો કરે તે અમારે બન્ને પક્ષકારોને કબૂલ છે. આ પંચાત નામું અમે અમારી રાજીરજાવંદીથી તથા અક્કલ હોંશિયારીથી તથા બીન કેફથી લખી આપ્યું છે. તે સહી છે. ( પંચાતી નીમનાર લોકોની સહીઓ )

## પંચોએ તે ઉપર કરેલો કરાર.

અમે ઉપર લખેલા પંચો લખી આપીએ છીએકે આ પંચાત અમને સોંપી તે અમારે કબુલ છે. અમે તેનો ચુકાદો વગર લાલચે તથા વગર તરફદારીએ અમારી નજર પહોંચશે ત્યાં સુધી ઉપર લખી મુદતમાં કરીએ સહી. મીતિ. ( પંચાતીઓની સહીઓ )

## ગુમાસ્તા વગેરેના બંદોબસ્ત વિષે.

મીતિ (     ) ના દીને શેઠ ફલાણા ફલાણા. જોગ લી. ગુમાસ્તા અથવા ચાકર અમુક. જત હું તમારે ત્યાં આજથી ગુમાસ્તો કે ચાકર રહયો છું. તેથી ગુમાસ્તી કે ચાકરીના રૂા. આટલા વરસ એકના કર્યા છે. ગુમાસ્તો હોય તો લખવું કે મારે તમારી દુકાનનું નામું ઠામું લખવું, ને દરેક હિસાબ ચોખવટથી રાખવો. તેમાં કોઇ જાતની ગરબડ કરૂં નહિ. તમને પૂછ્યા સિવાય કોઈ પણ જાતનો ખાનગી વેપાર ન કરૂં. મને ગુમાસ્તીની રકમ આપશો તેથી સંતોષ પામી એક નિષ્ઠાથી તમારી નોકરી કરીશ. એ લખ્યું તે સહી. અને ચાકરનો દસ્તાવેજ હોય તો તેની

પાસેથી જેજે કામ લેવાનું હોય તે કરારમાં લખવું. મુદત બધી કરાર થી રાખ્યા હોય તો તેની મુદત લખવી. અને ક્યાંસુધી મુદતમાં નોકરી છોડે ત્યારે કેવું કરવાની સરત હોય તે લખવું. વળી ગામ પરગામ કે ગામ અમતરે જવાનું હોય તો જવા આવવાનું, તે વખતે ખરચ થાય તે બાબતનું, તથા ખોરાકી પોષાકી કે સુખડી આપવાની સરતનો પણ ખુલાસો લખવો જોઇએ. આવા દસ્તાવેજ લખી આપનાર જો અભણ હોય તો તેના હાથ દસ્કતનું એંધાણ કરાવી લેવું.

## નોકરનો જામીન કતબો.

મીતિ. (        ) ના દીને અમુક ગામ વાશી ફલાણા નાતે-ઉમર-ધધો જોગ લી. અમુક ગામ વાશી ફલાણા નાતે- મજ ધંધો. જત લખી આપું છું કે તમોએ મને ગુમાસ્તો રાખેલ છે. તે કામ હું બરાબર પ્રમાણીકપણાથી કરીશ. એ કામ સબંધે દુકાનને લગતો પૈસા, ટકા માલ મિલકત તથા કાગળ પત્રો જે મારા તાબામાં છે તે સાચવી રાખી ખાપણ તે રદેદફે કરીશ નહિ પણ બરાબર કાળજી પૂર્વક સાચવી રાખીશ અને તે તમો જે વખત માગશો તે વખત રજુ કરીશ, તથા તેનો હિસાબ જોઇએ તે વખતે આપીશ. હિસાબમાં કોઇ પણ પ્રકારની ગરબડ કરીશ નહિ. જો તેમાં ખોટ આવશે તો હું મારી ગાંઠની ભરીશ. એ પ્રમાણે કરવામાં ચૂકું તો રૂ આટલા અંકે આટલા પુરી મારી જાત મિલકતથી ઘરખરાજ આપુ સહી. એના જામીન અમુક ને આપ્યા છે. આ જામીન ખત મેં મારી રાજી ખુશીથી તથા અકલ હોંશિયારીથી તથા બીન નિશાથી લખી આપ્યું છે તે મારે કબુલ છે.

૧ નોકરની સહી. દા. પોતે. ૧ ( સાક્ષી)

## તે નીચે જામીનદારનો કરાર.

હું ફલાણા ફલાણા—જાતે—ધંધો—ઉમર - રહેવાશી ગામ અમુકના જામીન થઇને લખી આપું છું કે સદર ઇસમે લખી આપ્યા પ્રમાણે એની વર્તણુંક નહિ થશે અથવા ઉપર લખ્યાથી વિરૂદ્ધ ચાલશે તો તેનો જવાબ રૂ આટલા સુધી હું મારી જાતથી તથા માલ મિલ્કતથી ધરધરાઉ આપીશ. આ જામીન કતબો મેં મારી રાજી ખુશીથી તથા અકકલ હોંશિયારથી તથા બીનકેફથી લખી આપ્યો છે તે એકામતે એકાજતે મારે કબુલ-છે. મીતિ—

૧ જામીનદારની સહી -　　　　　　　　૧ સાક્ષીદારોની સહી.

## સુચના પત્ર. ( નોટીસ )

પ્રતિપક્ષીને ચેતવણી બાબત મોકલેલા પત્રને સુચના પત્ર કહેછે એમાં કામની મતલબ તથા તેને અંગે જે નીકાલ કરવો હોય તે લખાય છે.

આ નીચે સહી કરનાર ફલાણા ફલાણા રહેવાશી ગામ અમુકનો. તે અમુક ગામ વાશી ફલાણા ફલાણાને આથી ખબર આપું છુંકે તમારી પાસે અમારૂં અમુક પ્રકારનું લેહણું છે. તે હિસાબ ચૂકતે આપી દેવાને તમને બે ત્રણ વખત કહ્યા છતાં તમો તેની સમજણ કરવા આવતા નથી અથવા મળીને નીકાલ કરી જતા નથી માટે આપત્ર પહોંચેથી તમારે દીન આટલાની અંદર તેની સમજણ કરી જવી. નહિતો ઉપર લખેલી મુદત વીતે તમારી પાસે લહેણી પડતી રકમ વસુલ લેવા માટે ઘટતો ઇલાજ લેવામાં આવશે, અને તેને માટે થયેલો ખરચ પણ તમારી પાસેથી મજરે લેવામાં આવશે; અથવા જો ઉપરની મુદતમાં તમારા

લહેણાનો નીકાલ નહિ કરો તો આજ દીનથી તમારી પાસેથી અમુક ટકા લેખે વ્યાજ લેવામાં આવશે તથા દાવાનું અને વકીલનું જે ખરચ થશે તે મજરે લેવામાં આવશે. ઇ. એવા કાગળ પોષ્ટ મારફતે રજીષ્ટર કરીને મોકલવામાં આવે છે.

૨

અમુક ગામના ફલાણા ફલાણાને હું નીચે સહી કરનાર આ નોટીસથી ખબર આપું છું કે તમે અમારી રજીષ્ટર થયેલી દેશીનામાની ચોપડીઓમાંથી ઘણીક અગત્યની કલમોના અક્ષર સઃ ઉતારા અમારી પરવાનગી વગર લીધેલા છે માટે એ બાબત તમારા ઉપર કાયદેસર ઇલાજ કેમ નહિ લેવો તેનો ખુલાસો દીન આઠની અંદર આપવો. જો મુદતની અંદર જવાબ નહિ આપો તો એ બાબતની જવાદારી તમારે માથે રહેશે.

નોટીસ આપનારની સહી.

### ઝાહેર ખબર.

દુનિયાંને ઝાહેર થવા માટે બહાર પાડેલા પત્રોને ઝાહેર+ર ખબર કહે છે અને એવી રીતે સરકારથી બહાર પાડેલા પત્રને ઝાહેર નામું કહે છે ઝાહેર ખબર લખવાનો આધાર જે તે વિષય ઉપર આધાર રાખેછે. માટે તે આ ઠેકાણે તે આપી નથી-

### ૧ રાજી નામું.

સંવત-મીતિ-ના દીને, સરકાર વિ. અધિકારી અમુક. જોગ લી. અમુક. જત અમોએ આપની કોરટમાં અમુક ધણી ઉપર અમુક દાવાની

---

+ પણ અમુક વ્યક્તિને જાણ થવા લખેલા પત્રને ઝાહેરાત કહે છે.

૧ નોકરી છોડયાનું રાજીનામું અપાયછે પણ તે સરકારી ખાતામાં રહેલા

ફિરયાદી કરી હતી તેનું ઘર મેળે પતવાથી આ રાજીનામું લખી આપું-છું તે અમારે કબૂલ છે.

૧ લખી આપનારનું મતુ          ૧ ( સાક્ષી )

## ઇજારાનો પટો.

### શિક્કો

નામદાર મહારાણા શ્રી ( નામ ) રાજ્ય સંસ્થાન અમુક ( ). વચનાત ફલાણા ફલાણા વાથી ગામ અમુકના. જત તમોને અમારા અમુક તાલુકા કે પરગણાનું ગામ અમુક દર સાલ રૂ આટલા લેવાના ઠરાવીને આટલી અવધ સુધી ઇજારે આપ્યુંછે તે ગામના ખુંટની હદ નીચે પ્રમાણે.

એ ગામની ઉત્તરે અમુક તાલુકાના ગામ મોજે અમુકના સિમાડાના ખુંટીની હદ સુધી. દક્ષિણે અમુક નદીના અમુક કાંઠા સુધી. પશ્ચિમે અમુક જીલ્લાના અમુક ગામના સિમાડાની હદના ખુંટ સુધી, અને પૂર્વે અમુક તાલુકા અમુક ગામના સિમાડાની હદ સુધી. એ રીતે ચારે તરફની હદ વચ્ચેના ગામ અમુકનો ઇજારો આપ્યોછે એ ગામને સિમાડે કોઇ વળતર અથવા હરામખોરથી કે બીજા કોઇ કારણથી ખરખરાબાત થાય તો તે ગામને શીર છે. સદરહું ઇજારામાં વરસ ગમે તેવું થાય, પાકે અગર ન પાકે, ઉપજ આવે અગર ન આવે, અગર

---

નોકર પાસેથી લેવાનો વહિવટછે વેપારીમાં એવી રીતેરાજીનામું લખવાનો રિવાજ નથી સરકારી નોકર એવી રીતે લખેછેકે. સરકાર વિ. અમુક અધિકારી સહેબ.-સેવામાં વિનંતી કે—મારી નોકરી કરવાની ખુશીનથી માટે આ-રાજીનામું અમુક તારીખથી આપું છું તે મંજુર કરશો. તા. ( સહી )

આસમાની સુલતાની આફત લાગે તોપણ ઉપર લખ્યા ઇજારાના રૂપિયા લેવાછે. અને ગમે તેટલી પેદાશ થાય અગર જે ઉપજે તે તમારૂં છે. તેના વધારા ઘટારામાં અમારો હક નથી. તે ગામના લોક પાસેથી વેરો, વજે, કણગરી,, માંડવી, કન્યાચોરી, ભોંમ, મસવાડી, થીલા વગેરે સર્વ પ્રકારના હક જે પ્રમાણે અમે લેતા આવ્યા છીએ તે પ્રમાણે તમો પણ લેજો. નવું કરશો નહિ અને જુનું લોપશો નહિ. એ ગામના લોક અમારી વેઠ વારી કરતા હશે તે પ્રમાણે તમારી કરશે એ કરતાં વધારે કરશે નહિ. એ ગામને શેડે સિમાડે કોઇ નવી જમીન આવે તે તમારા ઇજારાના હકમાં છે. એ ગામમા નવાં સાંતી લાવી ગામની આબાદી વધારવી. ખેતીવાડીનું કામ સુધારવા મહેનત લેવી. ઉપર લખ્યા સિવાય સદરહું મુદતમાં તમે જેજે સુધારો કરી ઉપજ વધારો, તે બાબત તમારી પાસેથી કાંઇ વધારે લીધામાં આવશે નહિ. અને હરેક વહિવટની બાબતમાં ચોખવટ રાખી ઉપરના પટાની મુદત પુરી થયે અને તમારો ઇજારો છુટેથી ગામ આબાદ દરબાર શ્રીને સોંપવુ. તે વખત સદરહું ગામમાં. તમારૂં લહેણું દેણું હોય તે અમારે વાજબી રીતે અપાવી દેવું છે. સદરહું ઇજારાના રૂા. બે હપ્તે નીચે પ્રમાણે લેવામાં આવશે.

તમે કોઈ નવાં નવાણ ગળાવશો અને તેની ખરાજાત થાય તે અમને જાહેર કરશો તો અમો તપાસ કરાવી ખરાજાત મજરે આપીશું. આ ગામ અમારા ગીરાસનુ છે તેમાં કોઈનો ભાગ કે હિસ્સો નથી અને કદાપિ હોય તો તેનો જવાબ અમો આપીએ. એ રીતે તમને સદર હુ ગામ ઈજારે આપ્યુંછે તે ઉપર ધ્યાન આપી ગામના લોકને આબાદ કરી વસ્તી વધારી વહિવટ કરજો મીતિ.

કારભારીની સહી — દરબારની સહી તથા મ્હોર.

## અંક ૩ જો.

# સરકારી કામકાજના પત્રોવિષે.

## ભાગ ૩૬ મો. રાજ્ય વ્યવસ્થા.

સરકારી કામકાજના સંબંધમાં અરજી તથા રિપોર્ટ લખવામાં આવે છે. પરંતુ રૈયત વર્ગના માણસો પોતાની હકીકત જે પત્રમાં લખીને જાહેર કરે તેને અરજી કહે છે. અને સરકારી નોકરો અથવા અમલદારો સરકારી કામકાજને લગતી બાબત ઉપર પોતાના ઉપરીને જે પત્ર લખે તેને રિપોર્ટ કહે છે એમાં બન્ને પ્રકારનું કામ કરનારને રાજ્ય પદ્ધતિનું જ્ઞાન મેળવવાની જરૂર છે એમ ધારીને તે લખવામાં આવે છે.

હિંદુસ્થાનની અંદર ચક્રવર્ત્તી રાજા અંગ્રેજ સરકાર છે. તેમનું મૂળ રહેઠાણ ઈંગ્લાંડ છે. તેમની રાજધાનીનુ શહેર લંડન છે. ત્યાં હિંદુસ્થાન ઉપર રાજ્યકારભારની દેખરેખ રાખનાર એક અમદાર છે. તેને હિંદુસ્થાન ખાતાનો સેક્રેટરી કહેછે. એ અમલદારને રાજ્ય કારભારમાં મદદ કરવા સારૂ એક કમિટિ પણ નીમેલી છે.

હિંદુસ્થાન દેશમાં રાજ્ય કારભાર ચલાવવા સારૂ એક સર્વોપરી અધિકારી છે તેને ગવર્નર જનરલ અથવા વાઇસરાય કહે છે. એમનું મુખ્ય મથક કલકત્તા છે. તેઓ નિરંતર લંડનમાં રહેલા સ્ટેટ સેક્રેટરીના હુકમ પ્રમાણે રાજ્યકારભાર કરે છે. તથા સર્વ ખાતાં ઉપર દેખરેખ રાખે છે. વાઇસરાયને અનુમત આપનારી બે કૌંસિલો. ( મંડળીઓ ) છે. તેમાં પહેલી મંડળીમાં ખૂદ વાઇસરાય, સેનાધિપતિ ( કમાન્ડર ઈન્ચીફ ), અને બીજા ચાર ગૃહસ્થો મળીને ૭ મેંબરો હોય છે. તેને સુપ્રીમ કૌંસિલ કહે છે.

અને બીજી મંડળીમાં એ છ તથા બીજા છ મળીને બાર ગૃહસ્થો હોયછે. તેને સુપ્રીમ લેજીસ્લેટિવ કૌંસિલ કહે છે. રાજ્ય કારભારમાં યોગ્ય સંમતિ આપવાને સુપ્રીમ કૌંસિલ ધ્યાન આપે છે અને રાજ્ય સુત્ર બરાબર ચલાવવામાં અને લોકના જાન માલ તથા હકનું સંરક્ષણ કરવા માટે નવીન કાયદા ઘડાવવા કિંવા જુનામાં ફેરફાર કરાવવો એ બીજી એટલે સુપ્રીમ લેજીસ્લેટિવ મંડળીના મેંબરનું કામ છે.

હિંદુસ્થાનનો રાજ્ય કારભાર બરાબર ચલાવવા સારૂ આખા દેશના પાંચ ભાગ કરેલા છે તેને ઇલાકો કહે છે. મુંબાઇ, મદ્રાસ, બંગાળા, વાવ્ય પ્રાંત અને પંઝાબ ઇલાકો. મુંબાઇ અને મદ્રાસમાં ગવર્નર રહે છે. તેની મદદમાં પણ કૌંસિલરો રાખવામાં આવે છે. અને બાકીના ત્રણ ઇલાકામાં લેફ્ટેનેન્ટ ગવર્નરો રહે છે. એબધા અધિકારીઓ ઉપર બંગાળાનો અમલદાર એટલે વાઇસિરાય—ગવર્નર જનરલ અને લંડનમાં રહેલા હિંદુસ્થાન ખાતાના સેક્રેટરીનું ઉપરીપણું છે.

ઉપર લખેલા ઇલાકાઓ સિવાય અંગ્રેજ સરકારને તાબે જે જે મુલકો છે તે બધા ઉપર ગવર્નર જનરલની દેખરેખ છે. તેવા મુલકનો રાજ્ય કારભાર ચલાવનાર અધિકારી ચીફ કમિશનર રેસિડેન્ટ કે પોલિટિકલ એજંટ કહેવાય છે અને તેની નીમનોક વાઇસિરાય તરફથી થાય છે.

ઇલાકાના અધિકારીઓએ રાજ્યકારભારની સોઇ માટે ચારખાંતા મુખ્ય ઠરાવેલાં છે. ૧ રેવન્યું એટલે જમાબંદી અથવા વસુલાત ખાતું, ૨ જ્યુડિશિયલ એટલે ઇન્સાફ ખાતું, ૩ જનરલ એટલે સામાન્ય ખાતું ૪ પોલિટિકલ એટલે રાજ્યક્રિય ખાતું,

ઇલાકાના પેટા ભાગને જીલ્લો, અને જીલ્લાના પેટા ભાગને તાલુકો મહાલ કે પરગણું કહેછે. એ પ્રત્યેક ઠેકાણે રાજ્યકારભાર ચલાવાવને અમ-

ત્યના અમલદારો હોયછે. તેમના તાબામાં ઉપર લખેલાં ખાતાંની વ્યવસ્થા કરવાનું કામ સોંપવામાં આવ્યું છે. માટે ખાતાંવાર વ્યવસ્થા બતાવવાથી ઠીક પડશે.

( ૧ ) રેવન્યુ ખાતું—એ ખાતાનું કામ જમાબંદી અથવા મહેસુલ ઉઘરાવવાનું છે. એ ખાતાના સર્વોપરી અધિકારી ને રેવન્યુ કમિશનર અથવા સર સુબા કહે છે. તેના ઉપરી પણ નીચે જીલ્લાવાર કલેકટર અથવા સુબો હોય છે. તેમની મદદમાં એક કે વધારે આસિસ્ટન્ટ કલેકટરે. એક દીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર અને એક હજુર ડેપ્યુટી કલેકટર હોય છે. આસિ. કલેક્ટર અને દી. ડેપ્યુટી કલેકટરને દેખરેખ રાખવા માટે તાલુકા વહેંચી આપવામાં આવે છે. અને હજુર ડેપ્યુટી કલેકટર જીલ્લાનાસ્થળમાં રહીને ત્રીજોરીનું કામ કરે છે. વળી દરેક તાલુકામાં મામલતદાર અથવા વહિવટદાર અને પેટા તાલુકાઓમાં મહાલકરી હોયછે. અને તાલુકાના ગામોનું મહેસુલ ઉઘરાવનાર તલાટી કે પટેલ તલાટી, ઉઘરાતદાર વગેરે. હોય છે.

રેવન્યુ ખાતાના પેટામાં કષ્ટમ એટલે મીઠું, અફીણ ઇ૦—જાણુશો. પરનું જકાતી ખાતું પણ છે. તેના મુખ્ય અધિકારીને કષ્ટમ કમિશનર કહે છે.

( ૨ ) જ્યુડિશિયલ ખાતું-ઇન્સાફ ખાતાનાં બે મોટાં અંગ છે ફોજદારી અને દિવાની. ફોજદારી ખાતામાં–ખૂન મારામારી, ચોરી ઇ૦– ગુન્હાની ચોકશી ફોજદારી ખાતાથી થાય છે. તેનો ઇન્સાફ કરનાર અધિકારી માજીસ્ટ્રેટ કહેવાય છે. રેવન્યુ ખાતાના અધિકારી કલેકટર આસિ. કલેકટર. દી–ડે–કલેકટર, હજુરડેપ્યુટી કલેકટર તથા મામલતદારને માજીસ્ટ્રેટનો અધિકાર છે. કલેક્ટર જીલ્લા માજીસ્ટ્રેટ અને મામલતદાર

સબ માજીસ્ટ્રેટ કહેવાયછે. ફોજદારી કેશની પ્રથમ ફરિયાદ સબ માજી-સ્ટ્રેટને ત્યાં કરવી પડેછે. પછી તે કામ જો તેના અધિકાર બહારનું હોય તો જીલ્લા જજ તરફ એટલે કલેકટરના અધિકારનું કલેકટરને અને સેસન જજના અધિકારનું સેસન જજને મોકલવામાં આવેછે. જજ જીલ્લાનું ફોજદારી કામકરે તે વખતે સેસન જજ અને દિવાની વખતે ડીસ્ટ્રિક્ટ જજ કહેવાયછે.

દિવાની ખાતામાં—લેવડ દેવડ, વતનો, હક ઇ૦ બાબતના દાવા ચાલેછે. ઇલાકાના મુખ્ય શહેરમાં ઇન્સાફની મુખ્ય કચેરી છે તેને હાય કોરટ અથવા વરિષ્ટ અદાલત કહેછે. એમાં અનેક જજ હોયછે. પ્રત્યેક જીલ્લામાં એકકે જીલ્લા જજ છે. તેના તાબામાં સબાર્ડિનેટ જજો અથવા મુનસફો છે. સબાર્ડિનેટ જજ ઉપર જજને ત્યાં અને જજ ઉપર હાય કોરટમાં અપીલ થઈ શકેછે. સ્માલકાજકોરટની તપાસ બદલ અપીલ હાય કોરટમાંજ ચાલી શકેછે.

૩ **જનરલ ખાતું**—તમામ લોકોપયોગી ખાતાંનો સમાસ એમાં કરેલોછે. તે નીચે પ્રમાણે.

**પોલીસ ખાતું**—પ્રજાના જાન માલને સંભાળવા તથા ગુન્હેગા-રને પકડવાનું કામ પોલીસનું છે. જીલ્લાના પોલીસ ખાતાનો ઉપરી પોલીસ સુપ્રીટેંન્ડેન્ટ છે. તેના હાથનીચે પોલીસ ઇન્સ્પેકટર, ફોજદાર, જ-માદાર, હવાલદાર, નાયક, કાન્સ્ટેબલો—એટલે સિપાઈઓ, એ અનુક્રમે છે. પોલીસખાતાને હાથ ઇન્સાફ કરવાનો બીલકુલ અધિકારનથી. તેઓ ગુન્હે-ગારને પકડીને માજીસ્ટ્રેટને હવાલે કરી શકેછે. પછી માજીસ્ટ્રેટ તેની તપા-સ ચલાવીને યોગ્ય ઇન્સાફ આપેછે. ફોજદારને અંગ્રેજીમાં ચીફ કાન્સ્ટે-બલ કહેછે.

**પબ્લિક વર્કસ ખાતું**-- નવાણ અને ધર્મશાળા વગેરે મકાનો બાંધવાનું કામ આ ખાતામાં છે એ ખાતાને સરકારથી તથા લોકલ ફંડમાંથી નાણાંની મદદ મળેછે. એ ખાતાના મુખ્ય અધિકારીને ચીફ ઇંજિનિયર કહેછે તેના તાબામાં એક્ઝીક્યુટિવ ઇંજિનિયર ઓવરસિયર વ. અધિકારીઓ હોયછે.

**વિદ્યાખાતુ**—પ્રજામા વિદ્યાનો વધારો થવાને આ ખાતુ છે. એમાં ડીરેકટર, ઇન્સ્પેકટર, ડેપ્યુટી, અને હેડમાસ્તર અધિકારી વર્ગમાં છે.

**દવાખાતુ**.—લોકને વ્યાધિરહીત કરવાને એ ખાતાની યોજના છે. એના મુખ્યને સિવિહલ સરજન કે મેડીકલ આફીસર કહેછે.

**પોષ્ટખાતુ**—એના ઉપરીને પોષ્ટ માસ્તર જનરલ કહેછે.

**સરવઈખાતું**—રેવન્યુ ખાતાના અમલદારો મ્હેસૂલ વખતે રયતને ત્રાસ ન આપે માટે આખાતા તરફથી તમામ જમીનનું માપ મુકરર થાયછે તથા તેની જાત નક્કી કરી દર બાંધવામાં આવેછે. તેના ઉપરીને સરવાઇ કામદાર અને નોકરોને મોજણીદાર કહેછે.

લશ્કરીખાતુ એના ઉપરીને સેનાપતિ અથવા કમાન્ડર ઇન્ચીફ કહેછે. દુશ્મનોથી દેશનું સંરક્ષણ કરવાને આખાતું સ્થાપન કર્યું છે.

પોલિટિકલખાતું—રાજસ્થાનોના બંદોબસ્ત માટે તે સ્થાપ્યું છે. તેના ઉપરીને પોલિટિકલ એજંટ અથવા રેસિડેન્ટ કહેછે તે દેશી રાજાઓમાં અરસ્પરસ સંપ વધારવાને, તથા બ્રિટિસ સરકાર સાથેના કોલકરાર પ્રમાણે તેઓ ચાલેછે કે નહિ તેની તપાસ રાખેછે. અને ખંડણી વસૂલ કરીને જેનો તેનો હિસ્સો પહોચાડવે છે.

આસિવાય પેટાખાતાં અનેક છે. તેની વિગત વધારે અગત્યની નહોવાથી આપી નથી.

## ભાગ ૩૭ મો. અરજીઓ વિષે.

અરજીઓના ઘણા પ્રકાર થઇ શકે પણ અત્રે ચાર પ્રકારની અરજીઓને મુખ્ય માનેલી છે. એવી રીતે કે–૧ નોકરી મેળવવા માટેની અરજી, ૨ ફોજદારી ગુન્હાને લગતી અરજી, ૩ દિવાની કામની એટલે દાવા અરજી, ૪ સાર્વજનિક કામકાજને લગતી અથવા પરચુરણ અરજીઓ.

રૈયતના સાર્વજનિક લાભ જાળવવાની અરજીઓ કલેક્ટર ( સુબા ) ને તથા મામલતદાર કે વહિવટદારને આપવી. મારામારી, અપમાન, સાંથના રૂ. તથા ૭ માસની અંદરનો સ્થાવર મિલ્કતનો કબજો, રાજ્ય વિરૂદ્ધ ગુન્હા, કાયદા વિરૂધ્ધ મંડળી બાબત, સુલેહનો ભંગ થયાની, લાંચ બાબત, સરકારી નોકરોના કાયદે સર અખ્ત્યારના તીરસ્કાર બાબત અથવા તેઓના હુકમને અપમાન કર્યા બાબત. ખોટા પુરાવા તથા સરકારી ઇન્સાફ વિરૂધ્ધ ગુન્હા બાબત, ખોટી પ્રતિજ્ઞા અથવા ખોટી સાહેદી આપવા બાબત, શિક્કા અથવા સરકારી સ્ટાંપ વિરૂધ્ધ ગુન્હા માટે, ઓછાં કાટલાં તથા માપ સબંધી, ધર્મ સંબંધી. શારી×રીક ગુન્હા બાબત, મિલ્કત×વિરૂધ્ધ, લેખ સંબંધી તથા વેપારની અથવા મિલ્કતની નિશાનીઓ બાબત, નોકરી કરવાને ગુન્હો તોડવા બાબત, લગ્ન સંબંધી ગુન્હા માટે, આબરૂ બાબત, બીભત્સ પુસ્તકો છપાવવા માટે, તથા વેચવા માટે, સાપ્રાધ ધમકી તથા તીરસ્કાર બાબત, રેલ્વે સંબંધી ગુન્હા, મદદગારી બાબત પરહદમાંથી બાઈડી ફોસલાવી લાવવી, ખાનગી બચાવ કરવો, ગૃહ પ્રવેશ ગેરવ્યાજબી અટકાવ, કીમતી દસ્તાવેજનો નાશ કરવો, ખોટાં નાણાં ચલાવવા મહાવ્યથા ઈત્યાદિ ફોજદારી કામને લગતા ગુન્હાની અરજીઓ માજી-

---

× જેવા કે ખુના ગર્ભપાત, આપઘાતમાં મદદ, ખુનની કોશીશ, જન્મ છુપાવવો, સાપ્રાધ બળ, હુમલો, બળાત્કાર સંયોગ ઈત્યાદિ.

× ચોરી, જબરાઇથી કઢાવવુ, અપહરણ, ડાકાઇટી, મિલ્કતનો સાપ્રાધ ખોટો ઉપયોગ, વિશ્વાસઘાત ચોરીની મિલ્કત લેવી, ઠગાઈ દગાનાં ખત, ઈ૦

**એટ કોરટમાં** થઇ શકે છે અને લહેણુ દેણુની, છ માસ ઉપરનો કબજો ભોગવટો છોડાવવા વગેરેની ફરિયાદ એટલે મિલ્કત અથવા **કામ કરવાના હકવિષે, તથા તેના ભંગ બાબતની ફરિયાદ દિવાની રાહે થઈશકે છે** તેમાં મિલ્કતનો નાશ થઇ શકવાનો સંભવ હોય અથવા તહોમદાર તથા સોબતીઓ નાશી જશે, ને હાથમાં નહિ આવે એવું કંઈ બન્યું હોય તો તેના સંબંધી ફરિયાદ ફોજદાર તરફ પરભારી થઇ શકે છે.

અરજી લખતી વખતે જે તે ખાતાના અધિકારીનું નામ લખવાની જરૂર નથી માત્ર તેમનો હોદ્દો હોય તે લખવો. બ્રિટિસમાં સરકારી અધિકારીઓને આપવાની અરજીઓમાં મથાળે સરકાર મહેરબાન અમુક અધિકારી સાહેબ બહાદુર. અને દેશી સંસ્થાનોમાં શ્રીમંત સરકાર વિ-મહેરબાન અમુક અધિકારી સાહેબ એવું લખીને નાની લીટીએ તે અધિ. કારીના મુકામનું નામ લખાયછે. પછી અરજદારનું નામ અને અરજીની મતલબ લખવાનો રિવાજ છે. **ઉમેદવારની અરજી.**

સરકાર વિ૦ મહેરબાન કલેકટર સાહેબ બહાદુર જીલ્લે પંચમહાલ મુ૦ ગોધરા.

જીનાબમાં વાડાશિનોર ઇલાકે રેવાકાંઠાના ઉમેદવાર શાહ કેશવલાલ લલ્લુભાઇની નમ્રતા યુક્ત વિનંતી કે–હું થર્ડગ્રેડની પબ્લિક સર્વિસ પરીક્ષામાં બીજે નંબરે પાસ થયો છું. આપના તાબામાં કારકુન કે તલાટી ની નોકરી કરવાને મારી ઇચ્છા છે તો કૃપા કરીને મને રૂ ૧૦) દસ સુધી ની કોઇ પણ જગો આપશો એવી આશા છે. હાલ જગો ખાલી નહોય તો આપને ત્યાં ઉમેદવારોના લીષ્ટમાં પણ મારૂં નામ નંધાવશોં. આ અરજ નો જવાબ મને ઉપર લખેલા ગામમાં સ્કુલમાસ્તરની મારફતે મોકલવાથી મળશે. એજ અરજ. તા૦ ૧–૫–૯૩ ઉમેદવાર. કેશવલાલ લલ્લુભાઇ શાહ

## ફોજદારી અરજીઓ—મારામારી બાબત.

સરકાર વિ. મહેરબાન અમુક તાલુકાના
અમુક વર્ગના માજીસ્ટ્રેટ સાહેબ.

**અરજદાર ઉમર. જાત. ધંધો રહેવાશી**

**( નામ )**

**સામવાળા**

( નામ )

હું ઉપર કહેલો અરજદાર અમુક ( નામ ) અરજ કરૂં છું જે સદરહુ ઉપર લખેલો સામાવાળો અમુક તારીખે, અમુક વખતે અમુક ઠેકાણે હું જતો હતો ( અગર જેવો પ્રકાર હોય તેવો લખવો ) તે વખતે ( મારા મારી અગર તકરાર કરવાનું કારણ જણાવવું ) અમુક કારણને લીધે મને ગાળો દઇને શરીરની અમુક જગોએ માર માર્યો, તેથી શરીરને વ્યથા થઇ. તેના સાક્ષીઓ નીચે પ્રમાણે છે. ( સાક્ષીદારનાં નામ તથા ચોકસ ઠેકાણાં લખવાં. અને સાક્ષીઓને પોતે બોલાવી રજુ કરવાના હોય તો તે તથા સરકાર મારફતેજ બોલાવવા હોય તો તે લખવું ) ઉપર લખેલા સાક્ષીઓને બોલાવી પૂછવાથી કોર્ટની ખાતરી થશે. એ સિવાય વધારે સાક્ષીની જરૂર પડશે તો પાછળથી રજુ કરીશ.

એ રીતે મને સદર લખેલા સામાવાળાએ માર મારી વ્યથા કરી તેથી તેના ઉપર હું વ્યથાનો ( ગાળા ગાળી થઈ હોય તો તિરસ્કારનો અગર જે જાતનો ગુન્હો કર્યો હોય તે પ્રકાર લખવો ) ચાર્જ રાખી ફરિયાદ કરૂં છું તો સાબીત થયે યોગ્ય શિક્ષા કરશો તા૦

અરજદારની સહી—

## ૨ ચોરીવિષે.

સરકાર વિ મહેરબાન અમુક તાલુકાના અમુક ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ સાહેબ.

**અરજદાર ઉમર જાત ધંધો. રહેવાશી.**

નામ

**સામાવાળો.**

હું ઉમર કહેલો અરજદાર અમુક (નામ) અરજ કરૂછું કે સદર સામાવાળો અમુક તારીખે અમુક વખતે અમુક ઠેકાણેથી મારા કબજામાંથી બીન-પરવાનગીએ તેમો હક નહિ છતાં અમુક અમુક મિલ્કત (ચોરીની જાણશો નામ કીંમત સાથે) લઇ ગયો છે અને તે તેના કબજામાં છે. અગર પોતાની જાણ પ્રમાણે જે જગાએ હોય તે જગા બતાવવી) ત્યાં જપ્ત કરવાથી મુદા માલ સાથે પકડાશે. એમ મારા સાંભળવામાં છે તેના સાક્ષીઓ નીચે પ્રમાણે છે-( સાક્ષીનાં નામ તથા ઠેકાણાં ) ઉપર લખેલી મિલ્કત સદર સામાવાળો મારા કબજામાંથી મારી રજામંદી સિવાય લઇ ગયા છે અને તે ફલાણે ઠેકાણે છે. તેથી તેની મિલ્કત જપ્ત કરવાથી મારો મુદા માલ પકડાઇ આવશે જો તાકીદથી તજવીજ થવા હરકત થશે. તો મુદા માલ ઉડી જવા સંભવ છે માટે તાબડતોબ જપ્ત કરશો. હું ચોરીનો ચાર્જ રાખી ફરિયાદ કરૂછું માટે તેને સાબીત થયે યોગ્ય સજા કરશોજી. તા૦

અરજદારની સહી.

## ૩ કબજા બદલ

મહેરબાન અમુક તાલુકાના રાવ સાહેબ મામલતદાર સાહેબ.

**વાદી ઉમર, જાત, ધંધો, રહેવાશી.**

નામ

( નામ )
પ્રતિવાદી.
( નામ )

**કબજાબદલ**

હું વાદી અરજ કરૂં છું કે અમુક જગાએ અમુક ઠેકાણે અમારી માલકી કબજા ભોગવટાની જમીન છે અગર ઘર કે દુકાન જે હોય તે લખવું. તે જમીન સદર પ્રતિવાદીએ અમુક તારીખે અમુક કારણથી ગેર કાયદે- દબાવી છે અને ગેર કબજો કર્યો છે તેની ચતુર સિમા નીચે પ્રમાણે—

સદરહું જમીન અમુક તારીખ સુધી મારા કબજા ભોગવટામા હતી તેનો અમુક તારીખે ગેર કાયદે કબજો કર્યો તેથી તે તારીખનું દાવાનું કારણ ઉપન્ન થયું છે. તેના સાક્ષી નીચે પ્રમાણે છે. ( સાક્ષીનાં નામ તથા ઠેકાણાં ) સદરહું સાક્ષીઓને બોલાવી પૂછવાથી કોર્ટની ખાતરી થશે. પ્રતિવાદીએ ઉપર લખેલી મારી કબજા ભોગવટાની જમીન કબજે કરી છે. તે પ્રતિવાદી પાસેથી આ દાવાના ખરચ સહ કબજે અપાવા મેહેરબાની કરશો.

અરજદારની સહી

**પ્રતિજ્ઞાલેખ.** હું વાદી ઇકરાર કરૂંછું કે સદર દાવા અરજીમાં લખેલો મચકૂર મારા જાણવા પ્રમાણે સાચો છે.

અરજદારની સહી

**દાણ બાબત.**

સરકાર મહેરબાન અમુક તાલુકાના મામલતદાર સાહેબ.

| વાદી | ઉમર | જાત | ધંધો. | રહેવાશી. |
|---|---|---|---|---|
| ( નામ ) | | | | |

**પ્રતિવાદી**

નામ

**દાણુ બાબત.**

હું વાદી અરજ કરૂં છું કે અમુક ગામમાં અમુક ઠેકાણે સરવઙ નંબર, આકાર, ગુંઠા, જમીન છે. તે જમીન સદર પ્રતિવાદીએ અમુક સાલને માટે એક સાલી ગણુવતે ખેડવાને રાખેલી છે તેની સોથનાર. આટલા આપવા ઠરાવ કર્યો છે ( અર્ધ ભાગે હોય તો દાણાનું વજન અને તેની કીમત ) તે ગણુવતના આધારે ( ગણુવત ના હોય અને મોંઢેને કરાર હોય તો તે લખવો ) માગું છું.

એક સાલી દાણુના

———— વસૂલ આવ્યું તે બાદ

———— બાકી રહેલા છે. તે.

દાવાનું કારણુ- ( હોય તે લખવું ) સબબ ગણુવતના આધારે દાણુના રૂા. સદર પ્રતિવાદી પાસે માગું તે આ દાવાના ખરચ સહિત અપાવો. ગણુવતની નકલ આ સાથે રજુ કરૂં છું.

વાદીની સહી.

પ્રતિજ્ઞા લેખ નં. ૩ ની અરજી પ્રમાણે.

**દિવાની અરજી.**

સરકાર વિ. મહેરબાન અમુક ઠેકાણાના સબાર્ડિનેટ જડ્જ સાહેબ

**વાદી** જાત ઉમર ધંધો રહેવાનું ગામ–તાલુકો

+નામ

**પ્રતિવાદી**

( +નામ )

---

+મૂળ માણસને બદલે હોય તો મૈયત અમુકનો હું વારસ પુત્ર અ. **વા. મૃત્યુ** પત્ર ચલાવનાર હું ફલાણા-એમ દરેક ઠેકાણે લખવું જોઈએ

પ્રતિનીધિપણાના સંબંધથી વાદી દાવો કરતા હોય તો **ઉપર એક**

### દાખલો ૩.

હું સદરહું વાદી દાવો કરૂ છુ તેની તપસીલ નીચે લખ્યા પ્રમાણે છે.

સદરહું પ્રતિવાદીએ હું વાદીને ખત અથવા હાથ દસ્કતનું ખા-તું રૂપિયા આટલાનું સ. નાં મીતિએ અમુક ગામે લખી આપ્યું તે પ્રમાણે લેવાની વિગત.

| | |
|---|---|
| રૂ. — — | મુદલ બાકી |
| | બ્યાજ દરે અમુક લેખે. |
| — — | એકંદર ( લહેણું ) |
| — — | વસૂલ આવ્યુ ( તે બાદ ) |
| | છુટ મૂકી— |
| ———— | બાકી લહેણું |

પેરો વધારી લખવું કે હું વાદી મૈયત અમુકનુ મૃત્યુ પત્ર ચલાવનાર એવો દાખલો મેળવેલો છે સબબ એ નાતાથી ફરિયાદ આણી છે.

૨ દાવો મુદત બહારનો હોયતો તેનું કારણ જણાવવું કે વાદી અમુક મીતિથી અમુક મીતિ સુધી દિવાનો હતો અથવા બીજું જે કારણ હોય તે લખવું

૩ સ્થાવર મિલ્કત સંબધી દાવો હોય તો તપસીલની નીચે લખવું કે હું વાદી જણાવું છું કે સદર પ્રતિવાદીએ અમુક ગામમાંની જમીન વિઘા અથવા ગુંઠા જરીફ નંબરની અમુક મુદત સુધી. મુદત પુરી થયે રૂા. આપેથી તે છૂટે એવી સરતે અમુક મીતિએ રૂા આટલા માટે ગીરો આપેલી હતી હાલ ગીરોની રકમ આપતાં તે છોડતો નથી. સબબ ગીરોની રકમનો દાવો બાંધીને ~~અરજ કરવું તેની ચતુર સિમા નીચે પ્રમાણે છે. એ ચતુઃ સિમા મધ્યેની~~ જ-મીન ગીરોના રૂા પ્રતિવાદીને આપીને મારા તાબામાં આપવા વિષે ખરચ સુદ્ધાં હુકમનામુ કરી અપાવવુ ઇ૦

દાવાનું કારણ એ છેકે ખત અથવા ખાતાની અમુક મીતિથી એટલે સં. મીતિ અમુકને રોજ ઉત્પન્ન થયું સબબ સદરહુ પ્રમાણે રૂા આટલા માગુ છું તે દાવાના ખરચ સુધ્ધા પ્રતિવાદીની જાત મિલકતમાં-થી અને બીજી હરેક મિલકતમાથી વસૂલ કરી અપાવો.

વાદીની સહી અથવા મુખ્ત્યારની સહી.

પ્રતિજ્ઞા— હુ વાદી પ્રતિજ્ઞાના કરૂંછું કે ઉપર લખેલા મચકૂર મારા જાણવા અને માનવા પ્રમાણ ખરોછે. પ્રતિજ્ઞા લેખ જાણી બુજીને ખોટો કરવો એ ગુન્હોછે એની મને ખબર છે.

( સહી વાદીની અગર તેના મુખ્ત્યારની )

## અપીલ.

### ( સરનામુ ઉપર પ્રમાણે. )

| નામ | ઉમર | જાત | ધંધો | રહેવાનું ઠેકાણું |
|---|---|---|---|---|
| અપીલકરનાર | | | | |
| નામ | | | | |
| સામાવાળો | | | | |

અપીલ દાવો ૩૦

હુ અપેલન્ટ અથવા અપીલ કરનાર અમુક આ અપીલ અરજથી જાહેર કરૂંછું કે + કોર્ટનો મુકદમો નબર તા૰માહે—સન રોજ મારા વિરુદ્ધ

+ વળી બીજી અપીલ કરવાની હોયતો ઉપર પ્રમાણે લખવું પણ તેમાં પહેલી અપીલનો નીકાલ જે કોરટથી થયો હોય તે કોરટનું નામ અને અપીલ નાફેસલાનો નંબર લખવો. અને તેનાં કારણ લખતા કાયદાવિરૂધ, કાયદાના મહત્વના મુદ્દાનો નિર્ણય થયો ન હોય, કામ ચલાવવામાં મુદ્દાની ભૂલ અથવા ઉણપ થયું હોય, મુદ્દાની સાબીતીઓ વિષે નીચલી અને અવલ કોરટમા મત ભેદ પડયો હોય તેવાં કારણો લેવાં જોઈએ.

થયો. તેથી નારાજ થઇ હું અપીલ કરૂં છું. તેનાં કારણો—( જે હોય તે કેસ ઉપરથી લખવાં ) પછી અપીલમાં જે માગણું હોય તે લખવું. તા.

અપીલ કરનારની સહી.

## સાર્વજનિક કામની અરજી.

શ્રીમંત સરકાર વિ. વડોદરા પ્રાંતના સુબા

સાહેબ બહાદુર—

જીનાબમાં મોજે અમુક તાલુકે અમુકના ગામના લોકોની વિનંતી એ છે કે—અમારા ગામના તલાવમાં બારે માસ પાણી પહોચતું નથી, અને, ગામમાં અવાડાવાળા સારા મોટા કૂવા પણ નથી તેથી ઉનાળામાં લોકને તથા ઢોરને પાણી પીવાના સંબંધમાં ઘણીજ આપદા ભોગવવી પડે છે. વળી ઔંડિયું અથવા વરસાદની તાણ હોય ત્યારે તો અમારા દુઃખની હદ રહેતી, નથી અને એવી વખતે કેવી દશા થતી હશે તેનો વિચાર આપ સાહેબની ધ્યાનમાં પણ આવ્યા વગર નહિજ રહે. માટે તલાવમાં સારી રીતે બારે માસ પાણી પહોચે એટલું ખોદાણુ કરવાની ગોઠવણ જરૂર કરશો, અમારૂં ગામ ઘણુંજ ગરીબ હાલતમાં છે તેથી તલાવનું ખોદાણુ થાય તથા તેના ઓવારા બંધાય તેના ખરચમાં કંઇ ભાગ આપી શકે એમ નથી વળી અમારા ગામનું તલાવ દુરસ્ત થશે તો આસપાસના ગામના લોક પણ તેનો લાભ લઇ શકશે માટે એ ખરચ સરકારથી થાય તેમ કરવા કૃપા કરશો          ગામ લોકની સહીઓ. ઇ૦

સમાપ્ત.